नाम रूप गुणातीत भेद संग विवर्जित ॥
एक एवा द्वितीयोस्मि परमात्मास्मि नाकवन ॥
नाम रूप गुणा भेदा माया मन्निरनेकता ॥
कल्पिता स्थूल धीभिस्ते महाकाशाद्विवाद्भवो ॥



लीलात्मनायात्रि गृहवेतीर्णो दत्ताख्यउन्मत्त पिशाचवद्यः ॥
बालोयुवाकापिजरन्जराभृन्कचिदपिन्यैनपरीक्षितश्च ॥
त्यागीसुभोगी क्वचिदस्तिसंगी योगीसुवासाः क्वचिदस्तिनग्नः ॥
तुष्टः कृशः पुष्टः इहक्वचिद्योदंडीचभिक्षुः क्वचिदस्तिवर्णी ॥

श्री वासुदेवानंद सरस्वति विरचित गुरु चरित्र.

# DOMAIN OF VEDANTIC PHILOSOPHY.



# જ્ઞાનપ્રદેશ.

અને

## સદાચાર.

**અર્થ અને વિવેચન સાથ.**

Treatise on Knowledge derived from meditation on the higher truth of vedic religion and philosophy as teaching one how to understand his own nature and how to be re-united to the Supreme being.

---

પ્રસિદ્ધ કર્તા,

## તુલસીદાસ હરિકૃષ્ણદાસ પારખ.

---

દોહો.

વાણી વિષય ન કરી શકે, મનની જ્યાં નહી ગમ;
તે પરમાત્મા બ્રહ્મહં, એવો ધર્યો છે મર્મ.
આત્મા ભિન્ન છે જે ક્રિયા, તે છે ભ્રમનુ મુળ;
કાયિક વાચીક માનસીક, તે સર્વથી થાય છે ભુલ.
અજર અમર ચિદ્દ્ઘન, સુખસ્વરૂપ છે આતમ;
સ્વ: સિદ્ધ આપ પાતે છે, સાધ્ય છે અનાતમ.

---

લક્ષ્મી આર્ટ પ્રિંટિંગ વર્કસમાં છાપ્યું.

મુંબઈ.

સવંત ૧૯૭૪ સને ૧૯૧૮

શ્રી

નારાયણાશ્રમાધિશ્વર સ્વામી પવિત્ર ગોદાવરીતટ ક્ષેત્ર
પંચવતી નાશીક,

શ્રીમદ્ પરમહંશ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ અવધુત

# નારાયણસ્વામીના

## પવિત્ર ચરણકમલમાં.

અક્ષર અને શ્રેષ્ટપણાથી સંસારબંધન દુર કરી વર્ણો તથા આશ્રમોનું ઉલ્લંઘન કરી કર્તવ્યની અવધિને પ્રાપ્ત થયલા વસ્ત્રસહિત કિંવા વસ્ત્રરહિત સ્વેચ્છાથી ભ્રમણ કરનારી તમારી અવધુત સ્થિતિ દરમ્યાન તમારા તથા મારા પંદર વર્ષના પરિચયમાં વખતોવખત વેદાંતિક વિષયો ઉપર બાંધવરૂપ પ્રેમ, ધૈર્ય, દયા અને શાંતતાથી બોધરૂપી વિવેચન આપવાના તમારા કર્તવ્યના અનુગ્રહની મારી સદ્લાગણીથી,

## આ ગ્રંથ

ભકિતભાવ પૂર્વક અર્પણ કરૂંછું.

ગ્રંથ કર્તા.



# અનુક્રમણિકા.



# શુદ્ધિ પત્ર.



| પૃ. | લીટી | | ખોટું | | સાચું | |
|---|---|---|---|---|---|---|
| પૃ. ૧ | લીટી ૧૧ | માં | "પ્રાણિ" શબ્દને | બદલે | "પશુ" | વાંચવું. |
| ,, ૧૮ | લીટી ૨૬ | ,, | વિષ્યાત્મક | ,, | વિષયાત્મક | ,, |
| ,, ૧૯ | ,, ૫ | ,, | અર્વિભાવ | ,, | આર્વિભાવ | ,, |
| ,, ૨૩ | ,, ૨૨ | ,, | સજન | ,, | સજજન | ,, |
| ,, ૨૪ | ,, ૨૩ | ,, | ઢકાયનો | ,, | ઢંકાયલો | ,, |
| ,, ૩૧ | ,, ૧૯ | માં | "રચનાથી" | ,, | "ઋચા" | ,, |
| ,, ૩૪ | ,, ૨૩ | ,, | ચિત્તાની | ,, | ચિત્તની | ,, |
| ,, ૩૫ | ,, ૨૪-૨૫ | ,, | અવરોહણ | ,, | આવરોહણ | ,, |
| ,, ૩૭ | ,, ૩-૨૧ | ,, | એજ | ,, | એજ | ,, |
| ,, ૩૯ | ,, ૧૪ | ,, | અસ્તિત્વ | ,, | આસ્તિત્વ | ,, |
| ,, ૪૧ | ,, ૧૮ | ,, | બમુચ્ય | ,, | સમુચ્ચય | ,, |
| ,, ૪૨ | ,, ૨૪-૩૦ | ,, | આશ્રય | ,, | આશ્રમ | ,, |
| ,, ૪૩ | ,, ૧૦ | ,, | અનુઠાન | ,, | અનુષ્ટાન | ,, |
| ,, ૪૪ | ,, ૨૫ | ,, | મનના | ,, | મનન | ,, |
| ,, એજ | ,, ૨૭ | ,, | અનુપ્ઠાન | ,, | અનુષ્ટાન | ,, |
| ,, ૪૮ | ,, ૧૪ | ,, | કિરણે | ,, | કિરણને | ,, |
| ,, ૫૩ | ,, ૨ | ,, | ચિતની | ,, | ચિત્તની | ,, |
| ,, એજ | ,, ૨૩ | ,, | ભાવકર્મને | ,, | ભાવકર્મનો | ,, |
| ,, ૫૯ | ,, ૨૬ | ,, | શંતી | ,, | શાંતી | ,, |
| ,, ૬૩ | ,, ૧૬ | ,, | મત્રસાહ | ,, | મંત્રસોહં | ,, |
| ,, ૭૨ | ,, ૧૯ | ,, | એને | ,, | અને | ,, |
| ,, ૭૫ | ,, ૫ | ,, | દયાતીત | ,, | દ્વૈયાતીત | ,, |
| ,, એજ | ,, ૧૪ | ,, | મેવ | ,, | મેવ | ,, |

| પૃ. | ૨૫૦ | લીટી | ૧૬ | માં | लुब्ध्वा | શબ્દને બદલે | लुब्ध्वा | વાંચવું. |
|---|---|---|---|---|---|---|---|---|
| ,, | એજ | ,, | ૧૮ | ,, | डक्ता | ,, | उक्ता | ,, |
| ,, | ૭૭ | ,, | ૧૨ | ,, | બ્રહ્મા | ,, | બ્રહ્મ | ,, |
| ,, | ૮૯ | ,, | ૨૩ | ,, | અવસ્થામ | ,, | અવસ્થામાં | ,, |
| ,, | ૯૦ | ,, | ૧૩ | ,, | દુભંક | ,, | કુભંક | ,, |
| ,, | ૧૦૮ | ,, | ૧૯ | ,, | તેને | ,, | તને | ,, |
| ,, | ,, | ,, | ૨૩ | ,, | તનો | ,, | તેનો | ,, |
| ,, | ૧૧૦ | ,, | ૨૯ | ,, | જણુતો | ,, | જણાતો | ,, |
| ,, | ૧૧૧ | ,, | ૭ | ,, | ઓવે | ,, | આવે | ,, |
| ,, | એજ | ,, | ૨૪ | ,, | દ્વતરૂપ | ,, | દ્વૈતરૂપ | ,, |
| ,, | એજ | ,, | ૨૭ | ,, | વૃત્તનો | ,, | વૃત્તિનો | ,, |
| ,, | ૧૧૨ | ,, | ૩ | ,, | વ્યથનો | ,, | વ્યર્થનો | ,, |
| ,, | ૧૨૩ | ,, | ૨૩ | ,, | પુજાને | ,, | પુજાનો | ,, |
| ,, | ૧૨ | ,, | ૧૧૬ | ,, | કાય | ,, | કાર્ય | ,, |



# પ્રસ્તાવના.



**एको हंसोभुवनस्यास्यमध्ये सएवाग्निः सलिले सांनिविष्टः ।**
**तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥**

આ ભુવનોની અંતર અદ્વિતીય હંસ (આત્મા) અગ્નિ અને જળમાં પ્રવેશ પામેલ છે તેને જાણીને (પુરૂષ) મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. મોક્ષપ્રાપ્તિ વાસ્તે જ્ઞાનથી ભિન્ન અન્ય સાધન નથી.

શ્વેતાશ્વતર ઉપનિષદ્, અ. ૬, મ. ૧૫.

આ સંસારના પ્રાણિઓમાં મનુષ્ય જન્મ મળવો દુર્લભ છે. કારણ પદાર્થ માત્રનો વિવેક અવિવેક વિચાર કરવાની બુદ્ધિ મનુષ્યને આપી છે અને જે બુદ્ધિ ઈતર પ્રાણિઓ માત્રમાં નથી. આહાર, નિદ્રા, ભય, મૈથુન મનુષ્ય તેમજ સર્વ પ્રાણિઓને સમાન છે, પણ બુદ્ધિ એજ મનુષ્યમાં મુખ્ય ગુણ છે. બુદ્ધિ વિનાનો મનુષ્ય પ્રાણિ સમાન ગણાય છે. મનુષ્ય જન્મમાં પુરૂષપણું શ્રેષ્ટ ગણાય છે અને તેમાં પણ વેદોક્ત ધર્મ માર્ગમાં તત્પરપણું વધારે શ્રેષ્ટ ગણાય છે. તેથી અધિક આત્મા અનાત્માનો વિવેક મેળવવો ઘણોજ દુર્લભ ગણાય છે કારણ એનાથી સ્વરૂપનો અનુભવ મેળવવાનો સુલભ માર્ગ પ્રાપ્ત થાય છે. એ સ્વરૂપનો અનુભવ થયા પછી બ્રહ્મરૂપ સ્થિત રહેવું એનેજ મુક્તિ કહે છે. એ મુક્તિ સેંકડો જન્મમાં કરેલા અગણિત પુન્યવિના મળતી નથી. મનુષ્યપણું, મોક્ષની ઈચ્છા અને મહાત્મા પુરૂષોનો આશ્રય જે એ મુકિત મેળવવાના સાધનભુત છે. તે ઇશ્વરના અનુગ્રહ શીવાય મળતી નથી.

મનુષ્ય જન્મ દુર્લભ છે ખરો પણ તે મળ્યા છતાં વેદના અર્થનો પાર પામી પોતાની મુકિત વાસ્તે જે મનુષ્ય પ્રયાસ કરતો નથી અને વિષયનો અભિલાષી થઈ વિષયજન્ય સુખમાં નિમગ્ન રહે છે તે પુરૂષને આત્મહત્યા કરનાર એટલે દેહાદિકના મિથ્યા અભિમાનથી પોતાને હાની કર્તા શાસ્ત્રકારો ગણે છે. શાસ્ત્ર ચર્ચા તથા દેવતાઓનું પુજન અને ભકિત કરવા છતાં પણ જ્યાં સુધી જીવ અને પરબ્રહ્મની એકતા સમજાય નહી ત્યાંસુધી અનેક જન્મો પ્રાપ્ત થયા છતાં પણ મુકિત મળતી નથી તેમજ અનુષ્ટાન આદિ કર્મો કરવા છતાં પણ તે મળતી નથી.

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચભુતરૂપ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો રૂપે નિર્વાહ કરતું, મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને કષાય એ ૭ રસ રૂપના આશ્રયવાળું, ભુખ, તરશ, શોક, મોહ, જરા અને

મરણ એ છ ગુણના સંબંધવાળું, ત્વચા, લોહી, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને વીર્ય આ સપ્ત ધાતુવાળું, પિત્ત, વાત અને કફ રૂપ ત્રણ મળવાળું, શુક્ર, શોણિત રૂપ બે કારણવાળું અને ભોજ્ય, પેય, લેહ્ય ને ચોષ્ય એ ચાર પ્રકારના આહારના કાર્ય રૂપ આ સ્થુળ શરીર છે તથા તે મધ્યે મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એ ચાર પ્રકારવાળું અંતઃકરણ છે. એ અંતઃકરણની ઉપાધિવાલો જીવ છે. એ જીવને પાંચ પ્રકારની ભ્રાંતિ છેઃ (૧) જીવ અને ઇશ્વર ભિન્ન છે (૨) કર્તા ભોકતાપણું વસ્તુતાએ આત્મામાં છે (૩) આત્મા ત્રણ શરીરના [સ્થુળ, સુક્ષ્મ અને કારણ] સંયોગથી સંગી છે (૪) જગત્‌નું કારણ બ્રહ્મ વિકારી છે. અને (૫) કારણથી (બ્રહ્મ) જગત્ સત્ય છે. એવી ભ્રાંતિથી વિટલાયલો જીવ મિથ્યા સુખની આશાવડે સંસાર ચક્રમાં ભ્રમણ કરે છે. અનંત જન્મોમાં અભ્યાસ કરેલી અનેક દુષ્ટ કર્મની વાસનાઓ વડે શરીર અને આત્માનો વિવેક ઉપજતો નથી. તેથી દઢતર આત્મા ભ્રાંતિ થઈ, "હું અજ્ઞ છું, હું અત્યંત દુઃખી છું" એવા ઉદ્‌ગાર જીવને આવે છે એવી ભ્રાંતિ વાસનાના બળથી સંસારમાં પ્રવૃત્તિ થાય છે. મિથ્યા ભુત તથા સ્વપ્ન તુલ્ય વિષય ભોગોનો અનુભવ કરીને અસંખ્ય મનોરથો કરતો છતો અતૃપ્ત રહી સર્વદા સંસાર ચક્રમાં ભ્રમણ કરે છે. વિવિધ પ્રકારનાં વિચિત્ર શરીરો ધારણ કરી ત્યાં શુભાશુભ પ્રારબ્ધ કર્મોનો અનુભવ કરીને તે તે કર્મફળની વાસનાવાલાની પુનઃ પુનઃ તે તે કર્મફળના વિષયમાં પ્રવૃત્તિ થાય છે પણ ભ્રાંતિની નિવૃત્તિ કરનારા સાધનમાં પ્રવૃત્તિ થતી નથી તેથી અનિષ્ટ ઇષ્ટના જેવું અને ઇષ્ટ અનિષ્ટના જેવું પ્રતીત થાય છે.

એ ભ્રાંતિનુ મુખ્ય કારણ મન છે. વિષયોની અભિલાષાવાલું મન એજ અશુદ્ધ છે. અંતઃકરણ મનુષ્યના બંધ અને મોક્ષમાં નિમિત્ત છે. અનાદિ અવિદ્યાની વાસનાવડે ઉપજેલી દેહાદિમાં અહંતા અને આત્માથી ભિન્ન પદાર્થ માત્રમાં મમતા તેનેજ બંધ કેહેવાય છે. અને નિત્યાનિત્ય વસ્તુના વિચારથી તે અહંતા, મમતા તથા તેના મુળ અજ્ઞાનનો ક્ષય તેનેજ મોક્ષ કહેવાય છે. જેથી વિષયોમાં આસકત અંતઃકરણ બંધમાં નિમિત્ત છે. અને વિષયોની અભિલાષાથી રહિત અંતઃકરણ મોક્ષમાં નિમિત્ત છે. અવિદ્યાદિ બંધની ઉત્પન્ન થતી આ ભ્રાંતિના નિવૃત્તિ માર્ગથીજ વિષયાભિલાષાથી રહિત અંતઃકરણનો અંગીકાર થાય છે.

મનુષ્યનું ચિત્તજ સંસાર છે. શરીરની અંદર પ્રાણના ચલનથી ચૈતન્યનો જે ભાગ સંકલ્પ વિકલ્પ કરવામાં ઉન્મુખ થાય છે તેને ચિત્ત સંજ્ઞા આપેલી છે. જે જે પદાર્થમાં એ ચિત્ત પડે છે તે પદાર્થમય તે ચિત્ત થઇ જાય છે. મલિન હોય તો મલિનપણું દેખે છે, શુદ્ધ હોય તો શુદ્ધપણું દેખે છે. એ ચિત જેવું વિષયોની અભિલાષામાં આસકત રહે છે તેવું આ જ્ઞાન પ્રાપ્તિના

વિષયમાંજ આસક્તિ રાખે તો જરૂર સંસાર બંધનથી મોકળો થવા વિલંબ લાગે નહી. કારણ જેવો ચિત્તવાલો પુરૂષ હોય તેવો થાય છે એ અનાદિ રહસ્ય છે.

વાસ્તે વિષય સુખની લાલસા છોડી દઇ કામ, ક્રોધ, લોભ, મોહ, મમતા, અંહકાર, આદિનો ત્યાગ કરી માન, અપમાન, નિંદા, સ્તુતિને સમાન ગણી અંતઃકરણ નિર્મળ અવશ્ય થવું જોઇએ. કારણ અંતઃકરણની અત્યંત મલિનતાથી અજ્ઞાનતાનું પ્રાબલ્ય વિશેષ રહી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય ઉપજતા નથી અને તેવા અજ્ઞાનતાના પ્રાબલ્યથી બંધ મોક્ષના સ્વરૂપનો વિચાર થતો નથી. તાત્પર્ય એ છે કે હૃદયમાં સ્થિત રહેતી સર્વ વિષય તૃષ્ણાઓનો વિનાશ ક્રમે કરી અંતઃકરણ નિર્મળ રાખી સત્પુરૂષોના સમાગમથી વિધિનિષેધનો વિવેક થવો જોઇએ. એમ કરવાથી સદાચરણમાં પ્રવૃત્તિ થાશે અને સમગ્ર પાપનો ક્ષય થાશે; સદ્દગુરુનો આશ્રય લઇ એકાગ્રતાથી પરમ તત્વનો ઉપદેશ લેવો જોઇએ; કારણ સદ્દગુરૂના ઉપદેશ વિના કરોડ કલ્પે પણ પુરૂષને તત્વજ્ઞાન થતું નથી. સદ્દગુરૂની કૃપાદષ્ટિવિના એ પરમ તત્વના કથનમાં શ્રવણ અને ધ્યાન આદિથી શ્રદ્ધા થતી નથી. એ શ્રદ્ધાથી હૃદયમાં રહેલી અનાદિ દુર્વાસના ગ્રંથિનો વિનાશ થાય છે. વિષય તૃષ્ણાના ક્ષયથી હૃદય કમલમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે, અને તેથી પરમાત્માની દઢતર ભક્તિ થાય છે અને વૈરાગ્યનો ઉદય થાય છે. વૈરાગ્યથી વિજ્ઞાનનો આવિર્ભાવ થાય છે. અભ્યાસથી તે વિજ્ઞાન ક્રમે પરિપક્વ થઈ આત્મનિષ્ટ કહેતાં બ્રહ્મનિષ્ઠ થવાય છે અને તેથી સર્વ અશુભ કર્મો અને વાસનાઓ વિનાશ પામે છે અને સર્વ અવસ્થામાં બ્રહ્મ અનુભવાય છે.

પ્રસ્તુત જ્ઞાનપ્રદેશ એજ વિષય ઉપર રચવામાં આવ્યું છે. વાંચક જીજ્ઞાસુને પોતાના એ વિષયના અભ્યાસમાં આ ગ્રંથ ઘણોજ ઉપયોગી થયા વગર રહેશે નહી. આ પુસ્તકની સાથ શ્રીમદ્ શંકરાચાર્ય પ્રણિત સદાચાર મૂળ શ્લોક તથા વિવેચન સહિત આપવામાં આવ્યું છે. જેથી જીજ્ઞાસુને એ વિષય સમજવા તથા તેનો અનુભવ લેવા સુલભ થઈ પડયા વગર રહેશે નહી. શ્રીમદ્ પરમહંસ હંસરાજ સ્વામીએ એ પુસ્તક ઉપર ગુરૂશિષ્ય સંવાદરૂપે મરાઠી ટીકા કરેલી છે. અને મુખ્યત્વે કરીને એ ટીકાના આધારે વિવેચન આપવામાં આવ્યું છે. જ્ઞાની પુરૂષના આચાર, તથા નિત્ય કર્મ શું છે? બ્રહ્મ એટલે શું? અને એ સ્થિતિ કેમ પ્રાપ્ત થાય, વિગેરે આપેલા દષ્ટાંતો મનમાં ધરતાં વિવેકી પુરૂષને અવશ્ય આનંદ ઉપજ્યા વગર રહેશે નહી, ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિઃ

ગ્રંથકર્તા.

# જ્ઞાનપ્રદેશ.



## DOMAIN OF VEDANTIC PHILOSOPHY.



### ઉપોદ્ઘાત.



આ દુનિયામાં જીવોની પ્રકૃત્તિ પ્રમાણે બે મુખ્ય વિભાગ શાસ્ત્રકારે કર્યા છે. એક દૈવી સંપત્તિ અને બીજી આસુરી સંપત્તિ. દૈવી સંપત્તિવાળા ઉત્તમ ગતિને પ્રાપ્ત કરવા આ દુનિયામાં સાધના કરે છે. અને આસુરી ગતિવાળા અધમ ગતિને પ્રાપ્ત કરવા સાધના કરે છે. તે પ્રમાણે તે જીવોની સ્વભાવ જન્ય શ્રધ્ધા ત્રણ પ્રકારની હોય છે. અને તે શ્રધ્ધા તેના અંતઃકરણ પ્રમાણે હોય છે. એટલે સાત્વિક, રાજસ અને તામાસ. પેહેલો દેવનું યજન કરે છે, બીજો યક્ષ અથવા રાક્ષસનું યજન કરે છે અને ત્રીજો ભુત પ્રેતનું યજન કરે છે.

આ સ્વભાવજન્ય ત્રણ પ્રકારની શ્રધ્ધાનું પ્રમાણ સોળ અંશનું દરેક પ્રાણિમાત્રમાં સમાયલું છે. એવા ધોરણથી જેમાં સત્વ અંશ વધારે તેમાં જ્ઞાન અને અંતઃકરણની શાંતીનો વધારે સમાવેશ થાય છે. અને તેવા જીવોની દૈવી સંપત્તિમાં ગણના કરવામાં આવે છે. એટલે જેમાં સત્વ બાર અંશ, રજ બે અંશ અને તમો બે અંશના પ્રમાણમાં ગણના કરવામાં આવે છે. તેથી ઉતરતા જેમાં સત્વ બે અંશ, રજો છ અંશ અને તમો આઠ અંશ હોય છે એવાઓની આસુરી સંપત્તિમાં ગણના કરવામાં આવે છે, કારણ જેમાં તમોના વધારે અંશ તેમાં વધારે અજ્ઞાનતા અને કઠોરતા હોય છે, જેથી તેઓની આસુરી સંપત્તિમાં ગણના કરવામાં આવે છે. પશુ પક્ષિ વિગેરે જેને ખાનપાન, મૈથુન તૃપ્તિ, સ્વઃશરીર રક્ષણ તથા ઘોર અજ્ઞાન હોય છે, તેઓમાં તમો બારથી તેર અંશ સુધી ધારવામાં આવે છે, જેથી તેઓની ગણના ઇશ્વરપ્રાપ્તિમાં કરવામાં આવતી નથી.

એ જીવો આ દુનિયામાં પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે અને અંતઃકરણના પ્રમાણમાં દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ સાધન કરવા યોગ્ય ધારે છે પણ તેમાં દૈવી સંપત્તિવાલા કેહેતાં વિવેકી જીવો સર્વ પ્રકારના દુઃખની અત્યંત

નિવૃત્તિ અને પરમ સુખની અચલ પ્રાપ્તિ મેળવવા-યોગ્ય ધારે છે. એટલે જે વસ્તુ સ્વભાવથી સર્વથા અશેષ દુઃખથી રહિત હોય તથા પરમાનંદ સ્વરુપ સુખ-રૂપ હોય તેજ પ્રાપ્ત કરવા અર્થ સિદ્ધ ગણે છે.

એ પરમ પુરૂષાર્થની સિદ્ધિ માટે પ્રત્યેક દેશના વિવેકજને દેશ કાલને અનુસરીને પ્રવૃત્તિનો પ્રવાહ બતાવતા આવ્યા છે. અને સિધ્ધિ કરવાના ઉપાયો ભિન્ન ભિન્ન તે પ્રમાણે બતાવતા આવ્યા છે. એ સર્વમાં જે સપ્રમાણ ઉપાય પરમ વિવેકી પુરૂષોએ બતાવ્યા છે તેમાં અન્ય સર્વ ઉપાયો સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપ એટલે બ્રહ્મઅનુભવરૂપ છે.

એ સપ્રમાણ ઉપાય પ્રાપ્ત કરવા ઉપર અનેક ભાષ્યકારોએ પોતાના મતો દર્શાવ્યા છે. તેમાં હાલ મુખ્ય જે આર્ય ભૂમિ ઉપર ચાલે છે તેવા પાંચ સંપ્રદાયો છેઃ—(અ) શંકરાચાર્યનો કેવલાદ્વૈત. (બ) રામાનુજાચાર્યનો વિશેષાદ્વૈત. (ક) વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત. (ડ) માધવાચાર્યનો દ્વૈતાદ્વૈત. અને (ઇ) નિમ્બકાચાર્યનો દ્વૈત એ પ્રમાણે જાણીતા છે. એ સર્વેનો સાર નિચે પ્રમાણે છેઃ—

શંકરાચાર્યના મત પ્રમાણે જગતનો નિયન્તા બ્રહ્મ સત્ય છે. બાકી જગત જે માયાવી છે તે મિથ્યા છે.

રામાનુજાચાર્યના મત પ્રમાણે માયા કેહેતાં જગત્ અનાદિ અને સત્ય છે. અને એનો નિયન્તા ઇશ્વર છે. જીવ અણુ છે. અને જગત્ ભોગ્ય છે. ઇશ્વર પરમ-કરૂણિક અને ભકતવત્સલ છે અને ઉપાસના કરનારને ઉપસનાનાં ફળ આપે છે. એ મતમાં જણાવેલી પાંચ પ્રકારની ઉપાસનાથી એટલે અભિગમન (ભગવત સ્થાનના માર્ગમાં માર્જન, લેપન). ઉપાદાન (ભગવાન માટે ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, વિગેરે સામગ્રીનું ગ્રહણ), ઇજયા (પુજા), સ્વાધ્યાય (મંત્રજપ, નામજપ, વિગેરે) તથા યોગ (એકાગ્ર ચિત્તથી ઇશ્વરનું ધ્યાન) ભક્તિજ્ઞાન થાય છે. અને જ્યારે યોગની પરિપકવતાથી અહંકાર આદિ લય પામે છે ત્યારે ભકત-વત્સલ ભગવાન ભક્તને આવૃત્તિ રહિત પરમાનંદ ધામનું સ્થાન આપે છે.

વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત મત પ્રમાણે જીવ અણુ છે. જીવ અને જગત્ બ્રહ્મના અવિકારી પરિણામરૂપ હોવાથી સત્ય છે. માયા રહિત જીવ અને પરબ્રહ્મ એક છે. જીવ અગ્નીના તણખા માફક ઇશ્વરનો અંશ છે. માયા મિથ્યા ન છતાં માયા એ પરમેશ્વરની ઇચ્છાથી ઇશ્વરથી વિભકત ઉત્પન્ન થયલી શકિત છે. એ માયા પરતંત્ર થયલા જીવને મોક્ષ પ્રાપ્ત કરવાનું જ્ઞાન ઇશ્વર અનુગ્રહ શિવાય શકય નથી. જેથી ભગવત ભક્તિ એજ મુખ્ય મોક્ષનું સાધન

છે. ઇશ્વરની આ અનુગ્રહને પુષ્ટી એવું નામ આપવાથી આ સંપ્રદાયને પુષ્ટી માર્ગ કહેવાની રીત છે. નવધા ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખ્ય અને આત્મનિવેદ) માંની કોઈ પણ ભકિત વડે ઉપજેલી દશમી પરાભકિતથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય છે. પરા ભકિત એટલે અપરોક્ષાનુભવ. સાધનરૂપા અને ફળરૂપા એવી બે સેવા છે. શરીર સેવા તથા દ્રવ્ય સેવા એ સાધના સેવા અને માનસ સેવા એ ફળ રૂપા છે. ગોલોક પ્રાપ્તિ એ મોક્ષ છે. એ સંપ્રદાયમાં પુષ્ટી પુરુષોત્તમ અને મર્યાદા પુરુષોત્તમ એવી બે સંજ્ઞા આપેલી છે. પુષ્ટી પુરૂષોત્તમ રસાત્મક સર્વાત્મભાવ અને અપરોક્ષ અનુભવથી સાધ્ય છે. જ્યારે મર્યાદા પુરુષોત્તમ જ્ઞાન, ભકિત અને સાધનથી સાધ્ય છે.

માધવાચાર્યના મત પ્રમાણે પરમેશ્વર સ્વતંત્ર અને જીવ જગત પરતંત્ર છે. જીવ અણુ પરિમાણુ અને ઇશ્વરનો દાસ છે; જેથી ભગવાનની સેવા વિના જીવનું અન્ય કર્તવ્ય નથી. ભકિત સાધન યુકત હોવાથી ભકિત મુખ્ય સાધન છે. સેવા ત્રણ પ્રકારની છે. અંકન, નામકરણ અને ભજન એ ત્રણથી વૈકુંઠપતિ વિષ્ણુ ભગવાનની પ્રસન્નતા થાય છે. એ ભકિત સિદ્ધથયા પછી કર્મ કરે કે ન કરે તેની વિશેષ યોગ્યતા નથી એ દ્વૈત મત છે.

નિંબકાચાર્યના દ્વૈતાદ્વૈત મત પ્રમાણે ભેદાભેદનો સ્વિકાર છે. સાદ્રસ્યતાએ જીવ ઇશ્વરનો ભેદ અને વસ્તુતાએ અભેદ માને છે. જીવ, જગત અને ઇશ્વિર જુદા માનવામાં આવે તો એ ત્રણના કાર્યક્રમ અને અસ્તિત્વ સ્વતંત્ર ન હોવાથી ઇશ્વિર ઇચ્છાઉપર આધાર રહે છે. અને મૂળ ઇશ્વરમાં જીવ અને જગત્‌ના સૂક્ષ્મ તત્વ અંતર્ભુત છે. જેથી દ્વૈત અને અદ્વૈત બન્નેને માને છે. મુકિત માધવાચાર્ય પ્રમાણે માને છે. અવતાર આદિ તથા ભકિતના પ્રધાનપણાનો સ્વિકાર કરે છે.

વેદ અને વેદાંત એવા બે ભાગ મુખ્ય શાસ્ત્રના છે. વૈદિક કર્મ કરનાર માટે કર્મકાંડ વેદભાગની વ્યવસ્થા બતાવનાર પૂર્વ મીમાંસા અને મોક્ષની ઇચ્છા રાખનાર માટે ઉપાસના તથા જ્ઞાનરૂપ વેદભાગની વ્યવસ્થા બતાવનાર ઉત્તર મીમાંસા છે. પુર્વ મીમાંસાનો કર્તા જૈમિનિ અને ઉત્તર મીમાંસાનો કર્તા શ્રી વ્યાસ ભગવાન છે. જૈમિનીનો મુખ્ય અભિપ્રાય એ છે કે અશુદ્ધ ચિત્તવાળાઓએ ચિત્તની શુદ્ધિ થતા પર્યંત વૈદિક કર્મમાં પ્રવૃત્ત રહેવું અને શ્રી વ્યાસ ભગવાનનો અભિપ્રાય એવો છે કે કર્મદ્વારા જેનાં ચિત્ત શુદ્ધ થયાં છે તેમને કર્મ બંધનથી મુકત થવા બ્રહ્મનો વિચાર કરવો. એવી રીતે બે પ્રકરણમાં વેદ સ્થિત છે એટલે કર્મકાંડ અને જ્ઞાન કાંડ અને બન્નેના પ્રકરણ ભિન્ન ભિન્ન છે, તેમજ બે કાંડના વિષય અને અધિકાર

ભિન્ન ભિન્ન છે. કર્મનો અધિકારી દેહ અભિમાની અને જ્ઞાનનો અધિકારી દેહ અભિમાન રહિત પુરૂષ છે, કર્મ કાંડનો વિષય ધર્મ અને જ્ઞાન-કાંડનો વિષય બ્રહ્મ છે. કર્મ અને જ્ઞાન સૂર્ય અને અંધકારની પેઠે પરસ્પર વિરોધી છે. કારણ બ્રહ્મપ્રાપ્તિમાં જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત કરવામાં કર્મ તથા ઉપાસનાની સાહાયતાની અપેક્ષા નથી એટલે પિતૃલોકની પ્રાપ્તિનું સાધન કર્મરૂપવિત્ત અને બ્રહ્મરૂપ પ્રાપ્તિનું સાધન વિદ્યારૂપવિત્ત કહેતાં જ્ઞાન છે. એટલે એક પુનર્જન્મરૂપ પ્રાપ્તિનું સાધન છે ત્યારે બીજો મોક્ષ માર્ગ બતાવે છે. જેથી જીવનું ગમનાગમન થતું નથી. બીજું કર્મને કર્તૃત્વ અને અનેકત્વ ઇત્યાદિની અપેક્ષા છે. અને જ્ઞાનને અકર્તૃત્વ, એકત્વ ઇત્યાદિકોની અપેક્ષા નથી.

સકામ-કર્મ જો યથાવિધિથી કરવામાં આવે તો તે ઇચ્છિત ફળ આપે છે પણ જો કામના રહિત કરવામાં આવે તો તે કર્મ-કાંડ ધીરે ધીરે કામ ક્રોધ આદિ મનોદોષ ક્ષય પામી બુદ્ધિ નિર્મળ થાય છે, વૈરાગ્ય ઉપજવા માંડે છે, એટલે ચિત્ત શુદ્ધ થઇ શમ દમ આદિ ગુણો દૃઢ થઈ મુક્તિનું પરમ કારણ જે જ્ઞાન તે સંપાદન કરવા અધિકારી થાય છે. સારાંશ એ કે સકામ કર્મ ભોગનું અને નિષ્કામ કર્મ મોક્ષનું સાધન છે.

જેનાં મન અત્યંત અસંગ ભાવને પામ્યાં નથી અથવા ઉત્તમ વિષયોના અવલંબવિના ક્ષુદ્ર વિષયોમાં દોષ ધરી તેમનો ત્યાગ કરવા જેઓ સમર્થ નથી તેવાઓ આ વિદ્યાના અધિકારી છે. અનન્ય ભકિત તો જ્ઞાનનુંજ અન્ય નામ છે. માટે તેની પ્રાપ્તિમાં અદ્વૈત-પ્રાપ્તિરૂપ મોક્ષજ છે. કર્મ મોક્ષ થતો નથી. અદ્વિતીય બ્રહ્મના સાક્ષાત્કાર વિના મોક્ષ સંભવતો નથી કારણ ભગવતસ્થાન અને ભગવત સારૂપ્ય સંપાદન કર્યા છતાં પણ (અગાડી જણાવવામાં આવશે તે પ્રમાણે) દ્વૈત હોવાથી કિંચિત્ કલેશ રહે છે. વાસ્તવિક મોક્ષ તો શુન્ય એકરૂપ, એકરસ અને અદ્વય છે. સદ્વયમાં સંસારભયની નિવૃતિ થતી નથી. બ્રહ્માત્મ જ્ઞાન શિવાય દુ:ખાતીત થવાનો કાંઇ ઉપાય નથી. "હું બ્રહ્મ છું" એવું અસંદિગ્ધ અનુભવનું નામ બ્રહ્મજ્ઞાન, એ જ્ઞાન સંપાદાન કરવાનો પ્રધાન ઉપાય જીવે સાધનસંપન્ન થઈ બ્રહ્મનિષ્ટ આચાર્યથી તાત્પર્યનો નિર્ણય કરાવનાર છ લીંગો સહીત વેદાંતનું શ્રવણ કરવું.

[ છ લીંગો:—શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ અને તિતિક્ષા; દમ કહેતાં ઈંન્દ્રિયનિગ્રહ; શમ કહેતાં મનોનિગ્રહ; શ્રદ્ધા કહેતાં ગુરૂ અને વેદાંત વાકયોમાં દૃઢ વિશ્વાસ; સમાધાન કહેતાં મનની સ્થીરતા; ઉપરતિ કહેતાં ફળ ઇચ્છા પૂર્વક પ્રવૃતિનો અભાવ અને તિતિક્ષા કહેતાં શીત, ઉષ્ણ આદિ દ્વંદ્વને સહન કરવાનું સામર્થ્ય. ]

મનન અને નિદિધ્યાસન એ શ્રવણના સાહાયકારી છે. શ્રવણ કરેલા અર્થમાં અસંભાવના રહે તે મનનથી દુર થાય છે અને દેહમાં હુંપણાની બુદ્ધિ તથા જગત્તમાં સત્યપણાની બુદ્ધિ એ રૂપ વિપરીત ભાવના નિદિધ્યાસનથી દુર થાય છે, એવીરીતે અસંભાવના વિપરીત ભાવના દુર થઈ બ્રહ્માત્મા ભાવનો અપરોક્ષ અનુભવ એનેજ તત્વજ્ઞાન કહે છે.

પ્રતીત થતું જગત્ શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તના નિષેધનો અવધિરૂપ "હુંજ બ્રહ્મ છુ" એ અહંજ્ઞાન થાય ત્યારેજ તત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન અને આત્મજ્ઞાન થયું એમ ગણાય છે. એજ મોક્ષ અવસ્થા જે અવસ્થા નિર્ભય, અદ્વય, આનંદ ઘન, એક રસ, કુટસ્થ, નિત્ય છે.

એકજ ચૈતન્ય સર્વ પ્રાણિ પદાર્થમાં વિરાજમાન છે. એ નિરતિશય વ્યાપક અખંડ ચૈતન્ય બ્રહ્મ કહેવાય છે. એ ચૈતન્ય ઉપાધિ ભેદથી વિભિન્ન ભાવને પામી પ્રતીત થાય છે. પણ વસ્તુતાએ અતિ સૂક્ષ્મ હોવાથી ભેદ પામેલું નથી. અંતઃ પ્રપંચ અને બાહેર પ્રપંચ જે આપણને નામરૂપથી જણાય છે તે સર્વ અજ્ઞાનરૂપ ઉપાધિનો વિલાસ છે જેથી મિથ્યા ગણાય છે. પણ તેના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ સત્ય છે.

શુદ્ધ સત્વગુણ જેમાં પ્રધાન એવી પ્રકૃતિ તે માયા, જેમાં મલીન સત્વગુણ પ્રધાન એવી પ્રકૃતિ તે અવિદ્યા, માયાનું ઉપાધિવાળું ચૈતન્ય તે ઇશ્વર અને અવિદ્યા કહેતાં દેહાદિક ઉપાધિવાળુ ચૈતન્ય તે જીવ; આત્માના ઉપાધિરૂપ લીંગ શરીર હૃદય ગ્રંથિ, જેમાં ચૈતન્ય પ્રકાશે છે તે ક્ષેત્રજ્ઞ; જે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયના આવિર્ભાવને તિરોભાવના દૃષ્ટા તથા પોતે આવિર્ભાવ તિરોભાવ રહીત સ્વયંપ્રકાશ તેજ સાક્ષી; સર્વ પ્રાણીઓના મિથ્યારૂપ બુદ્ધિમાં નિર્વિકારપણે સ્થિત રેહેલું ચૈતન્ય તે કુટસ્થ; અને સર્વ શરીરોની અંદર રહેલું ચૈતન્ય તે અંતર્યામી કહેવાય છે. વૃતિ, વિષય અને જીવ એ ત્રણને જાણનાર છે વાસ્તે તેને પરમાત્મા કહેવાય છે.

શુદ્ધ સત્વગુણમાં પ્રસન્નતા, પોતાના સ્વરૂપનો અનુભવ, પરમશાંતિ, તુષ્ટિ, હર્ષ અને પરમાત્મામાં નિષ્ટા કે જેથી સર્વદા આનંદરસની પ્રાપ્તિ થાય છે એવા ધર્મોનો સમાવેશ થાય છે. મલીન સત્વગુણ ક્યારે કેહેવાય છે કે જ્યારે રજોગુણ તમોગુણથી મિશ્રિત થાય છે ત્યારે લિંગ શરીરરૂપ થઇ આત્મા પ્રતિબિંબિત થયલા સુર્યની પેઠે સઘળા જગતનો પ્રકાશ કરે છે.

ઇશ્વર માયાના નિયામક, સર્વ શકિતમાન, સર્વજ્ઞ, અને સ્વતંત્ર છે; અને જીવ અવિદ્યાને વશ થઇ વર્તાવનાર હોવાથી અલ્પજ્ઞ, અલ્પ શકિતવાળો અને

પરતંત્ર છે. માયા એક હોવાથી ઇશ્વર એક છે પણ મલિનપણાની ન્યૂનાધિકતાથી અવિદ્યાનું અંશરૂપે બહુપણું હોવાથી સુર અસુર મનુષ્ય અને પશુ આદિ જીવનું બહુપણું છે. બ્રહ્મ પણ શરીર આદિ ઉપાધિથી જીવ અને તેના ત્યાગથી બ્રહ્મ છે. શાસ્ત્ર યુકત અને અનુભવથી જણાય છે કે આ દશ્ય બ્રહ્માંડનું અસ્તિત્વ અને પ્રતીતિ સચ્ચિદાનંદ બ્રહ્મને આધીન હોવાથી આ દશ્ય બ્રહ્માંડ પણ બ્રહ્મમાં કલ્પિત છે.

આત્મા આકાશની પેઠે અનવચ્છિન્ન, પૂર્ણ, સર્વગત, સ્વયંપ્રકાશ ચૈતન્ય છે. પોતે સર્વદા "હું છું" એવી પ્રતીતિના આશ્રયરૂપ ત્રણ અવસ્થા (જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત) નો સાક્ષી, સત્યરૂપ પાંચ કોષથી ન્યારો અને જેનું મનવાણિથી નિરૂપણ થઇ શકતું નથી. ત્રણ અવસ્થામાં સર્વદા દશ્યને અને બુદ્ધિને તથા તેની વૃત્તિઓના ભાવ અભાવને જાણે છે. પોતે સઘળા પદાર્થને જાણે છે પણ સઘળા પદાર્થ એને જાણતા નથી. બુદ્ધિ આદિને ચૈતન્ય આપનાર સઘળે વ્યાપ્ત અને તેના પ્રકાશ પછવાડે આભાસરૂપ આ સઘળું પ્રકાશે છે તેના માત્ર પાસે રેહેવાને લીધે દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ જાણે પ્રેરાયાં હોય એવી રીતે પોત પોતાના વિષયોમાં પ્રવર્તે છે. તે નિત્ય બોધ સ્વરૂપ અને એનાથી વાણિ ઇન્દ્રિયો એની પ્રેરણાથીજ વિષયોમાં પ્રવર્તે છે. અનિર્વચનીય અજ્ઞાન વડે એ આત્મામાં વૃથા અહંપ્રતિભાસ ઉપજે છે પછી ક્રમે કરી અહંપ્રતિભાસ પછી અસંખ્ય દ્વૈતપ્રતિભાસ ઉપજે છે. જીવ વસ્તુતાએ બ્રહ્મ છતાં અજ્ઞાનવડે પરિચ્છિન્ન અને કર્તા ભોકતા છું એમ માને છે. શ્રુતિનું તાત્પર્ય એ ભેદના નિરાકરણમાં છે એટલે નિત્ય શુદ્ધ બ્રહ્મસ્વરૂપ એજ મોક્ષ છે.

"આ" અને "હું" એવી રીતે સ્વાભાવિક વહેવાર આ જગત્માં ચાલે છે. એ વહેવાર મિથ્યા જ્ઞાનથી ઉપજેલો છે. એ મિથ્યા જ્ઞાનથી ઉપજેલા વહેવારને અધ્યાસ કહેવામાં આવે છે. એક વસ્તુમાં અન્ય વસ્તુની ભ્રાંતિને અધ્યાસ કહે છે. જે અધ્યાસ સ્વાભાવિક અને અનાદિ છે. મન, બુદ્ધિ, દેહ, ઇન્દ્રિયો, અહંકાર અને પ્રત્યક્ષ બાહ્ય વસ્તુઓ એ "આ" એ શબ્દનો વિષય છે પણ "હું" આત્માનો વિષય છે. એટલે "આ" એ વિષય અને "હું" આત્માનો વિષયી છે. વિષય સર્વ જડ અને આત્મા ચૈતન્ય છે. એટલે જડ સ્વભાવવાળી માયીક વસ્તુ અને જ્ઞાન સ્વરૂપ આત્મા એમનો પરસ્પર વિરૂદ્ધ સ્વભાવ છે. ટુંકાણમાં અનાત્મા આત્મા નથી અને આત્મા અનાત્મા નથી પરંતુ અનાદિસિદ્ધ અવિવેકને લીધે એટલે આત્મા અને અનાત્માનું ભિન્નતાનું જ્ઞાન ન હોવાથી આત્મામાં અનાત્માનો અને અનાત્મામાં આત્માના ધર્મનો આરોપ

કરી "આ મારૂં" "આ તારૂં" એવો વેહેવાર ચાલે છે. એનો યથાર્થ વિવેક કરી વસ્તુના સ્વરૂપનો સમ્યક નિશ્ચય કરવો એનું નામ વિદ્યા છે. આ વિદ્યા અનંત અર્થનું મુળ છે. એ મુળ ઉખેડવા વાસ્તે વેદાંત શાસ્ત્રની પ્રવૃત્તિ છે. એ આત્મા અનાત્માના અધ્યાસ વડે પ્રમાતા પ્રમાણ અને પ્રમેયને આધિન સર્વ લૌકિક અને વૈદિક વહેવાર ચાલે છે.

એકજ બ્રહ્મ, શુદ્ધ ચૈતન્ય, જીવ ચૈતન્ય, ઇશ્વર ચૈતન્ય, પ્રમાતા, પ્રમાણ, અને પ્રમેય એવા સાત પ્રકારના વેહેવારથી ભેદ પામે છે. માયારૂપ ઉપાધિથી રહીત તે શુદ્ધ; માયારૂપ ઉપાધિવાળું ચૈતન્ય તે ઇશ્વર; અવિદ્યા સંબંધવાળું ચૈતન્ય તે જીવ; અંતઃકરણના સંબંધવાળું ચૈતન્ય તે પ્રમાતા; વૃત્તિના સંબંધવાળું ચૈતન્ય તે પ્રમાણ; અને પ્રમાણવડે જાણવા યોગ્ય પદાર્થના સંબંધવાળું ચૈતન્ય (આત્મા) તે પ્રમેય છે. પ્રમેયના આકારે થયલી વૃત્તિના સંબંધવાળુ ચૈતન્ય તે ફળ કહેવાય છે. સર્વ ઉપાધિથી રહીત પોતાનો આત્મા છે એમ ભાવના કરવાથીજ તે ફળથી બ્રહ્મરૂપ થવાય છે.

એ અધ્યાસ મુળ અજ્ઞાનનો પાયો છે. એનાજ બળ ઉપર કર્મનિષ્ઠની કર્મસિદ્ધિ, તપો નિષ્ટની તપોસિદ્ધિ, અને ભક્તિ નિષ્ઠની ઉપાસના સિદ્ધિ છે. અને એ અજ્ઞાનથીજ સર્વ ક્રિયાનો કર્તા અને ફળ સિદ્ધિનો ભોક્તા થાય છે. અજ્ઞતા કહેતાં સ્વરૂપ વિષયનું અજ્ઞાન એટલે મારો આત્મા જે પોતે બ્રહ્મ છે જે સર્વ ઉપાધિથી રહીત હોવાથી કોઈ પણ ક્રિયાનો કર્તા તથા ભોક્તા નથી પણ તે તો સર્વદા અક્રિય અને અભોક્તા છે. જેવી આ સ્વરૂપની વિપરીત પ્રકારની પ્રતીતિનેજ મુળ અજ્ઞાન અથવા જીવ આશ્રિત તુળ અવિદ્યા કેહેવામાં આવે છે. મુળ અજ્ઞાન કહેતાં અવિદ્યા શકિતના **આવરણ** અને **વિક્ષેપ** એવા ભેદ છે. અહંતારૂપ આવરણ શકિત અને મમતારૂપ વિક્ષેપ શકિત.

અહંતા સ્વરૂપ આશ્રિત છે. મમતા વિષય આશ્રિત છે એટલે એક આત્મા આશ્રિત બીજી દેહ આશ્રિત કહેવાય છે. એ બેના ભેદની પ્રતિતીની સીમા સુધી વિષય કેહેતાં દેહની વ્યકિત છે. વિષયથી (દેહેથી) "મમ" અને "ઇદં" એટલે "આ મારૂં" અને "આ તારૂં" એવા શબ્દની વ્યાપ્તિ છે. "ઇદં" શબ્દ આશ્રિત રેહેનારી વિક્ષેપ શકિત સ્વરૂપથી (આત્મા) જુદા એવા વિષયપર (દેહ) અહંતાનો આરોપ કરી ખરા અહંતાના સ્વરૂપનો (આત્મા) તિરોહિત કરે છે જેથી અહંતાની વિપરિત પ્રકારની પ્રતીતિ થઇ ને સ્વરૂપ (આત્મા) વિભ્રંશ પામે છે. વિભ્રંશ થતાને અહંતાની અને ઇદંની ભેળસેળ થઈ ઇદંકારની પ્રતીતિ થનારો વિષય (દેહ) અહંતાપર આરૂઢ થઈ અહંતાનો તદાકાર થાય છે અને જેથી સ્વરૂપનું (આત્મા) વિસર્જન થાય છે. એ

વિસર્જન થતા ને સર્વ વિચાર (સ્વરૂપનો) શુન્ય થાય છે. એ વિચાર શુન્યકાર તેજ આવરણ શકિત, જે આવરણ શકિત નિર્મળ અંહકારનું (આત્મા) સ્વરૂપ ઢાંકતાને વિક્ષેપ શકિત તેને વિપરિત રૂપ આપે છે. વિક્ષેપ શકિત બાહેરથી અંદર લાવેલા અનંત વિષયનો સંસ્કાર આવરણ રૂપ થઇ અંહકારના વિવિધ રૂપે કારણ થાય છે. આ સંસ્કારનો માલીક જીવ છે. આવરણ અને વિક્ષેપના દોષનું નિવારણ થયા વગર સ્વસ્વરૂપ ( આત્મા ) નો બોધ થતો નથી.

એ જીવ અનાદિ સઉપાધિક સંસ્કારના બળથી કર્મ, તપ, ઉપાસના, વિગેરે ઇશ્વર આરાધના કરે છે; જેમાં જ્યાં સુધી ઉપાસ્ય (દેવ) અને ઉપાસક એ બન્ને ગુણ (આવરણ અને વિક્ષેપ) શકત્યોપાધિન છે ત્યાં સુધી ધ્યાન સમાધિના યોગથી લીન થાય તો પણ ઉપાધિનું આવરણ બન્ને ઠેકાણે (દેવ અને ઉપાસક) હોવાથી અત્યંત લીન ન થતાને ઉત્થાન કાલ વખતે (ધ્યાન સમાધિ ખલાસ થયે) ઉપાસ્ય અને ઉપાસક જુદા તેને જોવામાં આવે છે અને તેથી તે વખતે "આ ઇશ્વર" અને "હું એનો ઉપાસક" એવો પુર્વ અરૂઢ સંસ્કાર આવીને ઉભો રહે છે અને એ બેનો ભેદ નષ્ટ થતો નથી. કારણ સોપાધિકથી સોપાધિકનો ભેદ કદી ટળતો નથી. પણ ઉપાસ્યની ઉપાધિનો અને ઉપાસકની ઉપાધિનો નિરાશ થાય એટલે નિરઉપાધિક રૂપનો ઉપાસકનો ઉપાસ્ય મધે લીન થાય તોજ સમરસ પ્રાપ્ત થાય છે. સારાંશ એ કે જ્યારે ઉપાસકને એવું જ્ઞાન થાય કે હુંજ આત્મા છું જેને સોપાધિકથી "આ દેવ" તરીકે જુએ છે અને ઉપાસના કરનાર અને ઉપાસ્ય એ બન્ને એકજ આત્માના સ્વરૂપ છે પણ જુદા નથી અને ઉપાસના કરનાર પણ હુંજ પોતે આત્મા છું એવી રીતનું જ્યારે જ્ઞાન થાય છે અને જેને શાસ્ત્ર-કાર ત્રીપુટી નષ્ટ કહે છે ત્યારેજ સમરસ આત્મજ્ઞાન તેને પ્રાપ્ત થાય છે અને કદી પ્રારબ્ધથી પાછું સંસ્કાર યુકત થાય તો પણ પુર્વરૂઢ સંસ્કાર (હું જીવ છું) જીવોહં લીન થતાં ને શીવોહં (હું શીવસ્વરૂપ છું) નો ઉદ્દગાર આવે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે તેને શુદ્ધ અંહકાર અથવા તુરીય અંહકાર કહે છે, જે આવરણ અને વિક્ષેપનો વિકાર નિર્મુળ થયા વગર શુદ્ધ અંહકાર જાગૃત થતો નથી.

જીવ અંહકારના ત્રણ ભેદ, સાત્વિક અંહકાર, રાજસ અંહકાર અને તામસ અંહકાર અને ઉપર જણાવેલા શુદ્ધ અંહકાર ગુણાતીત હોવાથી તેને તુર્યાહંકાર અથવા સ્વયં પ્રતીતિ કહે છે. જીવના ભાવના ઉપર ત્રણ ગુણની ત્રીવિધ આવ-રણ પડવાથી અંહકાર ત્રીવિધરૂપ થાય છે. ત્રીવિધ અંહકારના રૂપ પ્રમાણે જીવના ત્રણ વર્ગ થયા (સાત્વિક, રાજસી અને તામસી) અને ત્રણ વર્ગ પ્રમાણે ત્રીવિધ

ક્રિયાઓ થઇ એટલે તામસ અંહકારી પામર જીવની ક્રિયા નિષિદ્ધ કર્મ, રાજસ અંહ-કારી જીવની વિહિત કર્મ, અને સાત્વિક અંહકાર જીવની નિષ્કામ કર્મ પ્રધાન હોય છે. તુર્યા અહંકારી તો અકર્તા, અભોકતા, અવિકારી, અસંગ હોવાથી નિત્ય મુક્ત છે.

જીવના જીવપણાનું વાસ્તવિક લક્ષણ અંહકાર છે. અંહકાર એટલે અહં આકારથી જે પોતાની પ્રતીતિ એજ જીવરૂપ છે. એ પ્રતીતિ બે પ્રકારની એટલે પરોક્ષ અને અપરોક્ષ. વિક્ષેપ શકિતના અનેક વિધ સંસ્કારના આવરણ સાથ જીવનો અંહકાર કહેતાં સ્વઃ પ્રતીતિ સંયુકત છે ત્યાં સુધી ખરૂં સ્વરૂપ જુદું કાઢી ઓળખવા બનતું નથી. પણ જ્યારે સંસ્કારના આવરણ રહિત કેવળ અંહકારની પ્રેતીતિ આવે છે ત્યારેજ તેને ઓળખવા બને છે અને તેને અપરોક્ષ પ્રતીતિ અથવા અનુભુતિ કહે છે. ત્રીવિધ ગુણના આવરણમાં ત્રીવિધ જીવોમાં જે અંહકારની પ્રતીતિ તે પરોક્ષ અનુભુતિ છે. કારણ તેમાં અનંત સંસ્કારના આવારણરૂપ ઉપાધિમાં અંહકારનું નિરોધન થાયછે. આવરણ દુર થાય ત્યારેજ અંહકારનો અપરોક્ષ અનુભુતિ થાય છે.

આવરણ ભંગ કરવાને જે સાધન કરવામાં આવે છે તેજ યુકિતના નાશકારક થઈ પાછા આવરણ રૂપે આવે છે અને તેજ મનને પ્રિય લાગે છે. કારણ અહંકાર આશ્રિત ભાવના સાત્વિક સંસ્કાર આવરણથી નિર્મુકત થઇ ખરી પણ તેને સંસ્કાર રહિત રેહેવા ગમતું નથી; અને અન્ય સંસ્કાર બરોબર ન હોવાથી તેને અહંકારના સ્વરૂપમાં ઐકય રેહેવું પડે છે. ભાવનાથી સંસ્કાર નષ્ટ થયો એટલે અહંકારનું સ્વાભાવિકપણું નિર-આવરણરૂપ થાય છે કારણ તેના ઉપર સંસ્કારનું આવરણ ભાવનાદ્વારા હોવાથી ભાવના સંસ્કાર બરોબરજ લય પામે છે. એક ક્ષણમાં પ્રારબ્ધ કર્મનો પુર્ણ ક્ષય અને બીજી બાજુએ ભાવનાનો લય થાય તો આત્મા અનુભુતિનું પર્યવસાન એકદમ ઉન્મન અવસ્થામાં જાય અને પ્રારબ્ધ શેષથી ઉત્થાન થાય તો ભાવના તેમાં લીન પામે છે. અહં એ નિઃસંસ્કાર રૂપ છે અને અહંકાર સાથ લાવેલો અને પોતે ધારણ કીધેલો સંસ્કાર બાહેર ફેકી દઇને ભાવના લીન થાય છે. એ કારણથી ભાવનાનો અને અહંકારનો અત્યંત અભિન્નતા ઐકય થવાથી જે પછી ભાવનાની ઉત્થાન થાય તે ઉત્થાન ભાવનારૂપ ન રેહેતાને અહંરૂપજ રેહે છે અને ભાવનાનો ભેદ રેહેતો નથી. આ અભેદ પ્રતીતિને નિર્મળ અહંકાર તુર્યાહંકાર શુદ્ધસ્વરૂપ અથવા અપરોક્ષ અનુભુતિ કહે છે. એ અપરોક્ષ અનુભુતિ એકવાર દૃઢ થઇ કે પછી કોઇપણ તરેહના આવરણથી શુદ્ધ સ્વરૂપ અહંકાર તિરોહિત થતો નથી અને શુદ્ધ અહંકાર-

ની દૃઢ પ્રતીતિ થવાથી પછી થતા સંસ્કારો આપણા સ્વરૂપની વિશેષ લેહેર છે એમ સમજી ઓતપ્રોત (અંદર બાહેર) ચિદ્‌વિલાસ આનંદ દેખાય છે.

અજ્ઞાનિ જીવને પોતાનું અહં પ્રતીતિ નથી એમ નથી પણ શુદ્ધ રૂપ હોતી નથી તેને કર્તૃત્વ અને ભોક્તૃત્વની પ્રતીતિ જતી નથી તે કારણથી સંસાર યાત્રા ખલાસ થતી નથી અને તેથી પુનરપિ જન્મ અને પુનરપિ મરણને પ્રાપ્ત થાય છે, કારણ એજ કે અનંત જન્મના અનાદિ સંસ્કારના આવરણ શુદ્ધ અંહકારપર પડી વિક્ષેપ શક્તિના બળથી અંહકાર ઉત્થિત ભાવનાનો પ્રવાહ બહિર્મુખ થાય છે તે એટલે સુધી કે તે વખતે પોતાને પોતાની શુદ્ધિ રહેતી નથી. ઇન્દ્રિયોનો વેહેપાર શરૂ થતાને વિષયથી પોતે તદાત્મય થઈ વિષયાકાર થાય છે. ઈન્દ્રિયોનો વેહેપાર બંધ થતાને અનંત સંસ્કારમય મન વેહેપારમાં કલ્પિત વિષયની તન્મયતા થઇ પડીજ હોય છે. મન વેહેપાર અંતઃકરણનો ધર્મ છે અને "બાહેર ઇશ સૃષ્ટિનો સંબંધ છોડી દઇ હું અંદરનો વિચાર કરૂં" એવી પ્રતીતિ કોઈપણ અજ્ઞાની જીવને થતી નથી અને તેની અંદર બાહેર વહેપારની કીંમત એકજ થાય છે. મન વહેપારમાં વધારે રોકાવવાથી નિદ્રા આવતી નથી. એ સ્થિતિમાં એવો વહેપાર પોતાના ભાનથી થતો નથી.

સાત્વિક અંહકારી જીવ નિવૃતિ ઉપર રેહે છે ખરો પણ જ્યાં સુધી ભાવનાનું વલણ શુદ્ધ સાક્ષી. (આત્મા) તરફ વળ્યું નથી અને જ્યાં સુધી ભાવના કોઈપણ સંસ્કાર પકડી વહેપાર કરે છે ત્યાં સુધી તે બહિર્મુખજ કહેવાય છે, કારણ તેમાં અંહકાર ઉત્થીત ભાવના આપણા અસ્તિત્વ રૂપથી અંહકારને પકડે છે અને ઉત્થાન રૂપી વિષય સંસ્કારને પકડે છે. જ્યારે એ અંહકાર ઉત્થીત ભાવના નિકળી જાય ત્યારેજ અંતર્મુખ થઈ નિઃસંસ્કાર થાય છે. એ અંતર્મુખને શુદ્ધ અંહકાર અથવા સાક્ષિરૂપ કહેવાય છે એ સાક્ષિરૂપ થયા પછી ભાવના બહિર્મુખ થતી નથી. સારાંશ એ કે ભાવનાનો રોકનાર અને અંતર્મુખ ન થવા દેનાર મુખ્ય સંસ્કાર છે. સંસ્કારનું અસ્તિત્વ તે ભાવનાનું રૂપ અને સંસ્કારનો લય તે ભાવનાનો લય અને ભાવનાનો પુર્ણ લય તે જ્ઞાન સમાધિ કહેવાય છે.

શુદ્ધ અહંકારની હરહમેશ પ્રતીતિ કાયમ રાખ્યા સિવાય બ્રહ્મનિષ્ટ થવાતું નથી. સત્વગુણ અવશેષ રહે તેનું છેદન કર્યા સીવાય કૃત્યાર્થ કૃત થવાતું નથી. એટલે સ્વઃસ્વરૂપ ઉપર ત્રણ ગુણની જે ત્રણ આવરણ પડેલીછે તેને યુક્તિથી નિરાસ કરીને ભાવનાને સ્વઃવિષય કરવી. ભાવનાને સ્વઃવિષય કરવી એનું નામ વિજ્ઞાન.

જ્ઞાન અને અજ્ઞાનમાં અંતર એ છે કે ભાવના ઉત્થાન થઈ સંવેદનથી જે વિષય ગૃહણુ કરે અને વિષયકારને પ્રાપ્ત થઈ જે જે અનુભવ જન્ય સંસ્કાર પોતે ધારણુ કરે તે (ઇન્દ્રિય સવેંદના રૂપ અનુભવ) અને ભાવનાનો સંસ્કાર ગૃહ અનુભવ (મનના વેપારનો અનુભવ) તે જ્ઞાન અને સંસ્કાર રહિત ભાવનાની સ્વગોચરતાને વિજ્ઞાન સંજ્ઞા કહેવાય છે એવી વિજ્ઞાન યુકિતથી સત્વગુણનું આવરણ કાઢવું. જેથી શુદ્ધ અહંકારની પ્રતીતિ થાશે. જેથી અહંકાર નિર આવરણ થાશે અને તેને તુરીય સંજ્ઞા આપેલી છે, અને એજ તુરીય-અહંકાર શુદ્ધ આત્માની પ્રતીતિ અથવા અપરોક્ષ અનુભુતિ છે અને એજ પ્રતીતિ ભાવનાની અંતિમ કાર્ય છે અને એ પ્રતીતિ ઉપરજ ભાવનાની પૃથક અસ્તિત્વ સત્તા છે અને પછી નિઃસંસ્કારરૂપથી ભાવનાની અસ્તિત્વ તેજ સ્ફુરણા અને વૃત્તિ. જ્ઞાન વિજ્ઞાન અને અજ્ઞાન એ ત્રણરૂપ એકજ વૃત્તિના છે.

સમષ્ટ અધિષ્ટાન બ્રહ્મના આશ્રયેથીં જે મહામાયાદિ શકિતનું ઉત્થાન અથવા સ્ફુરણાને વ્યષ્ટિ અધિષ્ટાન કુટસ્થ આત્મા આશ્રિત વૃત્તિનું સ્ફુરણ છે. પરબ્રહ્મનો સ્પંદ કેહેતાં યત્કિંચિત ડોલ તે માયારૂપ અને જગતરુપ થયો માયાઅને જગત્ત એ સ્પંદની સંજ્ઞા છે. કુટસ્થ ચિદાત્માનો સ્પંદ તે વૃત્તિ અને વૃતિનો વિકાસ તે ચિન્ત વિલાસ.

માયા એ અવ્યકત, અનાદિ, અવિદ્યારૂપ ત્રિગુણાત્મક કાર્યથી પર, સત અને અસતથી વિલક્ષણતાવાલી, અજ્ઞાન કાળે પોતાનું કાર્ય દેખાડનારી, જ્ઞાન કાળે પ્રતીત થનારી અને કાર્યો ઉપરથી પંડીતોના અનુમાનમાં આવનારી પરમેશ્વરની શકિત છે. તે મહાઅદભુત અનિર્વચનીય રૂપ જેમાંથી આ સઘળું જગત્ ઉત્પન થાય છે. માયાનો વશ વરતાવનાર ઇશ્વર છે. સંસાર એ વૃક્ષ, આવરણ શકિત એ બીજ, દેહને આત્મા માનવો એ અંકુર, રાગ એ પાંદડાં કર્મ એ જળ, શરીર એ સ્કંધ, પ્રાણોની હાની એ શાખા, અનેક પ્રકારના કર્મોથી ઉત્પન્ન થતાં સુખ દુઃખ એ ફળ અને ફળ ભોગવનાર પક્ષી એ જીવ છે.

## વૃત્તિ.

આ ચાલુ વિષય બરોબર ધ્યાનમાં આવે એવા હેતુથી પાછળ કોષ્ટક આપવામાં આવે છે જે વાંચનારની બરોબર સમજમાં આવશે.

ૐ

- ઇશ્વર
- જીવ
  - અહંકાર
    - વૃત્તિ
      - ગુણ
        - સાત્વિક — મુમુક્ષકર્મ, જ્ઞાન, શાંતઅંતઃકરણ
        - રાજસ — વિહિત કર્મ, વેહેવાર, ચંચલતા
        - તામશ — વિવિધકર્મ, અજ્ઞાનતા, કઠોરતા
      - સ્થિતિ
        - વિજ્ઞાન
        - જ્ઞાન
          - પરોક્ષ
          - અપરોક્ષ
        - અજ્ઞાન
          - આવરણ
          - વિક્ષેપ
      - અવસ્થા
        - ઉત્થાન
        - વિકાસ
          - સંસારાત્મક
            - મન — વાસના
            - ચિત્ત — ઇચ્છા
            - બુદ્ધિ — સંકલ્પ
            - અહંકાર — મનોર્થ
        - સંચાર
          - સંવેદના — જ્ઞાનેન્દ્રિય — ગુણાત્મક
          - ક્રિયા — કર્મેંદ્રિય — દ્રવ્યાત્મક
        - પરિણામ

વૃત્તિની ચાર અવસ્થા, ઉત્થાન વિકાસ સવેદના (સંચાર) અને ક્રિયા. વૃત્તિનું સ્ફુરણ તે ઉત્થાન સંજ્ઞક છે. વૃત્તિ આત્મા અભિમુખ થતાને સંસ્કારનો અસ્ત થતા તે સ્વરૂપમાં લીન થયા પેહેલા જે મધ્ય ક્ષણ અસ્મિ તેની પ્રતીતિ, અને જેના ઉપર પ્રતીતિ છે તે ઉપર, વૃત્તિનું સ્ફુરણ કેહેવાય છે. સ્ફુરણ રહિત સ્થાનમાંથી વૃત્તિનું બાહેર પડવું તે વૃત્તિનું ઉત્થાન છે. આ સુક્ષ્માંતર ભેદ છે. સ્ફુરણ અને ઉત્થાન એ વૃત્તિનું ગમનાગમન આ કાળનો ભેદ છે. બન્ને કાળમાં વૃત્તિ સંસ્કાર રહિત હોય છે. વૃત્તિ ઉત્થાન અવસ્થામાંથી વિકાસ અવસ્થામાં આવે છે ત્યારે સંસ્કારનો ઉદય થાય છે. વૃત્તિ સંસ્કારમય થઇ વિકાસ અવસ્થામાં આવે છે ત્યારે તેને ભાવના એવી સંજ્ઞા આપવામાં આવે છે. ભાવના અને વૃત્તિમાં કંઈ ભેદ નથી પણ કેવળ અવસ્થા પરતત્વે ભિન્ન સંજ્ઞા છે. ભાવનાના કાર્ય ભેદથી મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એવા ચાર કાર્યં ભેદથી ચાર અવસ્થા થઇ પણ વસ્તુતાએ એક છે.

આત્માતત્વ જે સર્વ શકિતમાન છે તેનું સંકલ્પ શકિતએ કરીને રચેલું જે રૂપ તે મન, ચૈતન્યથી સર્વદા પ્રકાશ પામે છે, તોપણ "હું તેને નથી જાણતો તથા કર્તા નથી તે છતાં કરૂં છું" એવો નિશ્ચય થવો એ જેણે કરીને થાય છે તે મનનું સ્વરૂપ છે. સંકલ્પ વિકલ્પ શકિત વિના મનનો સંભવ નથી. ભાવના ઉદય થવાથી સંસ્કાર મધે કોઈ પણ સંસ્કારને ગતિ આપનારી સ્થિતિ તે મનની છે.

પદાર્થનો નિશ્ચય કરવા રૂપ વૃત્તિઓને લીધે બુદ્ધિ કહેવાય છે. જે સંશયી સંસ્કારમાં ભાવનાથી નિશ્ચયરૂપ થાય છે. શરીરમાં "હું છું" એવું અભિમાન કરવારૂપ વૃત્તિને લીધે જે સંસ્કારનું વિશેષપણું પોતે ધરી જે કાર્ય પોતાનું માની બેસી જે અભિમાનથી ભાવના યુકત થાય છે તે અહંકાર કહેવાય છે. પોતાના વિષયનું અનુસંધાન કરવારૂપ વૃત્તિને લીધે ચિત્ત કહેવાય છે. વાસના, ઇચ્છા, સંકલ્પ અને મનોરથ એ સર્વે વૃત્તિની વિકાસિત અવસ્થાના પ્રકાર છે. વિકાસિત સંસ્કાર યુકત ભાવના સંચાર અવસ્થા પ્રાપ્ત થતાને સંવેદના અને ક્રિયા એ બે સંજ્ઞા કાર્ય ભેદથી પ્રાપ્ત થાય છે. સંવેદના જ્ઞાનન્દ્રિય રૂપ અને ક્રિયા સ્થુળ કેહેતા કર્મેન્દ્રિય રૂપ છે.

આ શરીરમાં સપ્ત ધાતુ સ્વભાવિક મિશ્રણથી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોની ગોલકની રચના છે, એમાં ઇન્દ્રિયો ન હોવાથી સંચાર અવસ્થાને પ્રાપ્ત થયલી વૃત્તિનું ગમનાગમન તેને "ઇન્દ્રિય" એવી સંજ્ઞા આપેલી છે. કારણ વૃત્તિ ગોલક અરૂઢ થયા વગર કાર્ય ક્રમ થતું નથી, અને વૃત્તિના અનારૂઢતાને ગોલકમાંથી અભ્યસ્ત ક્રિયા કદાનચિત્ત થઈ તો તે સંસ્કાર જનક થતી

નથી. સારાંશ એ કે ગોલકારૂઢ જે વૃત્તિનો સંચાર તે ઇંદ્રિય સંજ્ઞા છે. ઇંદ્રિય વૃત્તિથી કાંઈ પૃથક વસ્તુ નથી. સંસ્કારયુકત વૃત્તિનું ઇંદ્રિયરૂપ સંચાર તેજ સંવેદના અને તે ક્રિયા રૂપે પ્રતીત થાય છે. વિષયનો સંયોગ ઇંદ્રિયોથી થવો એનું નામ સંવેદના અને ઇંદ્રિયોનો સંયોગ વિષયથી થવો એનું નામ ક્રિયા છે. એવી રીતે વૃત્તિનું સંવેદના અને ક્રિયારૂપ સંજ્ઞકને સંચાર અવસ્થા કેહે છે.

હવે વૃત્તિની પરિણામ ચોથી અવસ્થા. દષ્ટ શ્રુત, મનોવેધ, અખિલ, સૃષ્ટિ એ માયાનું પરિણામ અને બ્રહ્મનું વિવર્ત્ત છે. એક વસ્તુનું રૂપાંતર થતા થતા છેલે એક રૂપ કાયમ થવું તે પરિણામ સંજ્ઞા છે એટલે પરમાણું એકરૂપ હોય અને ક્રિયા શક્તિથી તેનું બીજું રૂપ થવું એ પરિણામનું સ્વરૂપ, અને વસ્તુનું યથાર્થ-રૂપ કાંઇ જુદું હોવાથી ભ્રાંતિને લીધે તે વસ્તુનું સ્વરૂપ જુદું ભાસમાન થાય પણ ભ્રાંતિ નિવૃત થવાથી પાછું યથાર્થ રૂપ દેખાઈ આવે એ વસ્તુની અન્યથા પ્રતીતિને વિવર્ત સંજ્ઞા આપેલી છે. જયાં સુધી માયા દષ્ટિ છે ત્યાંસુધી જગત્ એ માયાનું પરિણામ રૂપ છે.

માયા જે પરિણામરૂપથી જગદાકાર થઇ છે. તે ત્રણ ગુણાત્રિક મુળ પ્રકૃતિથી મહત્વ, મહત્વથી અંહકાર અને અહંકારમાંથી અગાડી આકાશ, વાયુ, અગ્નિ જળ અને પૃથ્વિ એવી અનુક્રમણથી થઇ છે. અને આ સર્વ તત્વથી સ્થુળરૂપે દ્રવ્યાત્મક, સુક્ષ્મરૂપે ગુણાત્મક અને કારણરૂપે સંસ્કારાત્મક છે. જીવ આશ્રિત ચિત્ત શક્તિ છે તે મહા શકિતનું સુક્ષ્મ અંશ હોવાથી ભાવના શક્તિ, સંવેદના શક્તિ અને ક્રિયા શકિત એ તેનાંજ રૂપ છે. આ ત્રિવિધ શક્તિના ઘટક ત્રિવિધ પરમાણું છે, એટલે ભાવનાનું ઘટક શંસ્કારાત્મક પરમાણુ, સંવેદનાનું ઘટક ગુણાત્મક પરમાણુ અને ક્રિયાનું ઘટક દ્રવ્યાત્મક પરમાણું છે. ભાવનાનું પદાર્થરૂપ થવું તે વૃત્તિનું પદાર્થરૂપ થવું છે. કારણ વૃત્તિથી ભાવના જુદી નથી. અને ભાવનાથી વૃત્તિ જુદી નથી. એ ત્રણરૂપ એકજ વૃત્તિથી ઉત્પન્ન થાય છે. વિષયાકાર થવું એજ વૃત્તિનું પરિણામરૂપ અથવા વિષયરૂપ, જે વૃત્તિની ચોથી અવસ્થા છે. વૃત્તિની ભાવના, સંવેદના અને ક્રિયા એવી ત્રણ અવસ્થા છે તેવીજ રીતે પદાર્થનું વિષ્યાત્મક, ગુણા-ત્મક અને દ્રવ્યાત્મક એવી ત્રણ અવસ્થા છે. ગુણાત્મક કહેતાં સંસ્કારાત્મક.

ઉત્થાન અને લય એ વૃત્તિની વિષમતા છે. સ્વ:સ્થિતિ સ્વાભાવિકપણું અને સ્વતઃ સિદ્ધ રેહેવું કે જેમાં વૃત્તિની વિષમતા ન થાય એજ સમાધિ છે એજ નિર્વિકલ્પ અવસ્થા છે. ઉત્થાન રહિત અવસ્થા તે સમાધિ નહી. "આમ જોઇએ અને આવી રીતે એ અવસ્થામાં રેહેવું" એ પણ વિકલ્પ છે. વાસ્તે સંસ્કાર લેહેરીનો સંચાર જયાં લઈ જાય ત્યાં ઘસડાવવું અને

સંસ્કાર લેહેરીનો સંચાર શાંત થતા વૃત્તિ સ્થિર થાય છે. વૃત્તિ શાંત એટલે મોટો આનંદ અને વૃત્તિ ચંચળ એટલે ઓછો આનંદ એ પણ આનંદ વ્યર્થ છે કારણ એ વૃત્તિનો ધર્મ છે. આત્માનો ધર્મ નથી. શાંત આત્મા સ્થિતિ એજ આનંદમય છે. આનંદમયથી વૃત્તિ શાંત થતા આનંદ અવિર્ભાવ અને અનુભુતિ એ ત્રણ ત્રિપુટી લીન થાય છે. પછી જે કંઈ છે તેજ છે અહીંઆ શબ્દની ગતિની સમાપ્તિ છે. આનંદ કલ્લોલ એ આત્માનું સ્વરૂપ નથી. તે વૃત્તિની ઉલ્લાસિત અવસ્થા છે. આત્મા શુદ્ધ, શાંત, એક રસ છે. આનંદ તરંગ મધ્યે શાંત વૃત્તિની શાંત અવસ્થા તે કુટસ્થ આત્માની સહજ અવસ્થા છે. શાંત એક રસ સ્થિતિ વૃત્તિની કીધી કે વૃત્તિ એકરૂપની સહજ અવસ્થામાં રેહેછે.

સારાંશ સમષ્ટિમાં બ્રહ્મ, માયા અને સૃષ્ટિ, અને વ્યષ્ટિમાં ભાવના, સંવેદના અને ક્રિયા એ સાકાર, નિરાકાર અવસ્થા એકજ આત્મા અમૃત રસનો ધન વિલાસ છે. સમષ્ટિમાં અંતમ, નિરાકાર, વિરલ અવસ્થા તુર્ય બ્રહ્મ છે અને વ્યષ્ટિમાં અંતમ નિરાકાર વિરલ અવસ્થા ભાવનારૂપ વૃત્તિ છે એ અંતિમ સાકાર સાધનાવસ્થા પંચીકૃત ભુત સંધાત છે અને સાધન અવસ્થા ક્રિયા સ્થુળ દેહ સાથે છે. સમષ્ટિની મહા શક્તિ કેવળ દેહના પરિચ્છિન્ન ઉપાધિથી પરિચ્છિન્ન વૃત્તિરૂપે વ્યષ્ટિમાં આવેલી છે વાસ્તે આત્મા વસ્તુ જેને તેને આપણે ઠેકાણે વિચારથી ઓળખવી જોઇએ. આપણી બુદ્ધિ અને વિચાર કુશળ અને સુક્ષ્મ થાય તોજ ઓળખાય.



# ज्ञानप्रदेश.



## मंगलाचरण.

प्राग्ब्रह्मत्वमजोऽक्रियोपि बहुलंस्यामित्यभूद्धीस्तथा सृष्ट्वैवांडभुवं ततोजगदिदं सृष्टं सधर्मं गुणैः ॥ स्वैः स्वं भो रमयन्विहांसि सदरीनत्रावतीर्योनिशं वन्दे श्री नृहरे सरस्वति वरं ते श्रीपदाब्जद्वयम् ॥ १ ॥ कल्याकृष्टहृदुज्झितक्रतुनरत्रस्ताध्वराशीर्मुदे प्रातःसूर्य इवोदितोस्यज महामोहांधकारंग्रसन् ॥ सद्धर्माश्रमसेतुमत्र शिथिलप्रायंसुदाढ्यंनयन् वन्दे श्रीनृहरे० ॥ २ ॥ सर्वानन्दनिधानरूपममलं सत्वंसुखं मुर्तिमत्प्रादुष्कृत्यं जनत्रयांतरमृगाक्रिडावनं पावनम् ॥ ससांरावटमग्नमुद्धरासि भो स्वीकृत्य तुर्याश्रमं वन्दे श्रीनृहरे० ॥ ३ ॥ मूके गां दृशमंधके सुतनयंवंध्यासुचासून्मृते सौभाग्यं विधवासु पल्लवमहो दत्तं सुशुष्केंऽन्धने ॥ एवंभूत इयान् तवैष महिमा त्रैलोक्यसंस्थाक्षमो वन्दे श्री नृहरे० ॥ ४ ॥ मुक्तावास मुमुक्षुकल्पविटापिन् भो कामिनां कामधुग्दारिद्र्यानलमेघदुष्कृतदवाग्नेतापितारान ते ॥ श्रुत्यन्विष्टरजःपदं श्रुतविवादातीततत्वं महत्, वन्दे श्री नृहरे० ॥ ५ ॥ भो योगीश्वरभावितं तव पदं तीर्थाश्रयं सज्जनाजीवं कामिसु दैवतं च कमलालीलास्थलं निर्मलं ॥ विद्वद्ह्लादकरंडकं सुकृतसंस्थानं महत्पावनं वन्दे श्री नृहरे० ॥ ६ ॥ वेदागोचर ते चरित्रममलंभक्तोऽत्रकःकृत्स्नशो वक्तुंवन्ध्यविनेंदुभूखपवनात्मेतीह मूर्त्यष्टकम् ॥ एतद्विश्वमयं न चान्यदिहवाॐकाररूपेशितु वन्दे श्री नृहरे० ॥ ७ ॥ कुंडीदण्डकरे प्रशांतममलं संन्यासिरूपंतव श्रीभीमामरजायुतिस्थितमजध्येयंशरण्यं मयि ॥ ज्ञानं तारकमीशसत्यमनिशंब्रह्मन् स्थिरीकुर्वदो वन्दे श्री नृहरे सरस्वति वरं ते श्रीपदाब्जद्वयम् ॥ ८ ॥

श्री वासुदेवानंद विरचीत गुरुचरित्र, अ. २०, श्लोक ५८–६५.



**અર્થઃ**–સૃષ્ટિ પુર્વે નિત્ય શુદ્ધબુદ્ધ, જન્મ અને ક્રિયા રહિત છતાં "હું બહુ રૂપે થાઉં" એવા મનના નિશ્ચયથી (જેમ આકાશ એક છતાં જળ દરપણના ભેદે કરી નોખું દેખાય છે અને જેમ પાણી, તળાવ નદી અને સમુદ્રના ભેદે

કરી નાનું મોટું દેખાય છે તેમ આત્મા એક છતાં માયાના આવરણથી ઢંકાયેલી બુદ્ધિએ કરીને અનેકરૂપે દેખાય છે પણ વાસ્તવિક રીતે નામ-રૂપ જાતિ કાળથી રહિત તે આત્મા છે. આખું જગત બ્રહ્મ (આત્મા) થી વ્યાપ્ત છે પણ બ્રહ્મ કોઇથી વ્યાપ્ત નથી). હે ગુરૂ, પ્રાકૃત બુદ્ધિ વડે બ્રહ્માંડ રચવામાં રજો ગુણ વૃધ તમારા બ્રહ્માના સ્વરૂપ (જે નિમિત્ત કરીને આ જગત્ સત્વાદિ ગુણો વડે સરજેલું છે) આ જગતમાં સત્વાદિ ગુણોએ કરી વૃદ્ધિ પામી માયાના આવરણથી જીવરૂપે ક્રીડા કરવા આ સૃષ્ટિમાં અવતાર ધારણ કરી (સાધુઓના દ્વેશ કરનાર) દુષ્ટોના નાશ કરનાર છો. (અથવા) દત્ત-ભગવાને "હું બહુ રૂપે થાંઉ" એવો મનમાં નિશ્ચય કરી આ જગત ઉત્પન્ન કરી તેમાં અવતાર લઇ દુષ્ટોનો નાશ કરી પરમાનંદરૂપે રહે છે એવા તમારા ચરણકમલદ્વંદ્વને નમસ્કાર કરૂં છું. ૧.

દૃષ્ટ આચરણ આદિ અધર્મના મિત્ર કલિએ જેનાં હૃદય પોતા તરફ ખેંચેલા છે તેવાઓએ યજ્ઞાદિક ક્રિયાઓનો નાશ કરવાથી ત્રાસ પામેલા દેવોને પ્રસન્ન કરવા મુળ અજ્ઞાનનો નાશ કરી જેમ માહા અંધકારનો નાશ પ્રાતઃકાલના સૂર્યના ઉદયથી પામે છે તેમ માહામોહરૂપી અંધકારનો નાશ કરવા આપ ઉદય પામી જે આ જગત્માં સદ્ધર્માચરણવાળા આશ્રમોનો નાશ થયો છે તેને પાછો દૃઢ કરી રક્ષણ કરતા આપ રહો છો. (અથવા) કલી-યુગના દોષે કરી હણાયલા મનુષ્યોએ યજ્ઞ યજ્ઞાદિકનો નાશ કીધો છે ત્યારે દેવોને આનંદ આપનાર એવા દત્ત-ભગવાન તમારો અવતાર થયો છે તેવા ભક્ત જનોને આનંદ આપનાર એવા તમારા ચરણકમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂ છું. ૨.

સર્વ આનંદના ભંડાર મુર્તિમય, પ્રત્યક્ષ, સુખરૂપ, મળ વિકારથી રહિત, શુદ્ધ સ્વરૂપ સત્વગુણી એવા હે પ્રભુ, જેમ ચંચળ મૃગોને રમવા અનેક જાતના મનોહર સુંદર બાગ બગીચા હોય છે, તેમ ચંચળ મનને રમણ કરવા ઉધ્યાન-રૂપી પવિત્ર શરીરને ધારણ કરી ચતુર્થ આશ્રમમાં રહી સંસારરૂપી ખાડામાં ડુબેલા લોકોને જ્ઞાનરૂપી હાથ પકડાવી ઉધ્ધાર કરો છો. (અથવા) સર્વાનંદના ભંડાર યતિરૂપે દત્ત–ભગવાન ત્રિલોકના પાવન કરતા પોતાના ભકતોનો ઉધ્ધાર કરો છો એવા તમારા ચરણકમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂ છું, ૩.

મુંગાઓને વ્યવહાર અર્થે વાણી આપો છો, આંધળાને આંખ આપો છો, બેહેરાને કાન અને વંધ્યા સ્રીને સત્પુત્ર, મરી ગયલા સબને પાછો જીવ આપ-નાર, સુકાયલાં કાષ્ટને નવાં પાંદડા અને વિધવા સ્રીને સૌભાગ્યપણું આપ-

નાર છો. એવો તમારો મહિમા ત્રણ લોકને ધારણ કરી જેનું રક્ષણ કરવા સમર્થ છો એવા તમારા ચરણકમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂં છું. ૪.

સંસારથી વિમુક્ત લોકોના નિવાસ રૂપ છો. નિર્દોષપણે સમ અને બ્રહ્મત્વપણે કરીને મુમુક્ષ જનોને કલ્પતરૂ સદ્‌ગુરૂ પ્રાપ્તિથી મોક્ષના સાધનનો લાભ આપી સંસાર વાસનાનો નાશ કર્તા, નિરાશાને પુર્ણ કરનાર અને મુમુક્ષોના રહેઠાણરૂપ છો. સંસાર વાસનાવાળા પુરૂષોને મન ઇચ્છાઓ પુર્ણ કરવામાં જેમ કામધેનુની પ્રાપ્તિથી અમુક શખ્સને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે તેમ તમો મનની કામનાઓને પુર્ણ કરનાર, દરિદ્ર લોકાના દારિદ્રપણું દુર કરનાર, પાતકકારક દાહરૂપી અગ્નિને શાંત કરનાર, મેઘ સરખી પાપરૂપી અરણ્યને બાળનાર અને સંસારરૂપી તાપથી પિડાયલા જન લોકોને તમારા ચરણરૂપી આશ્રયથી સુખી કરનાર છો. અને જેના સ્થાનને યોગી લોકોજ જઈ શકે છે, વિદ્વાન લોકના શાસ્ત્રયુકત સિદ્ધાંતના વિવાદરૂપ મહત્ તત્વવ્યાપક તમારા ચરણકમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂં છું. ૫.

હે ગુરૂ, આ તમારૂં સ્થાન અનેક બુદ્ધિના વિષયવાળું છે કેમકે યાજ્ઞવલ્કય આદિ યોગેશ્વરોએ જેવી ભાવના કરેલી છે જે જેના સ્થાનમાંથી સાક્ષાત્ ગંગાજી નિકળી સર્વ જગતને પવિત્ર કરે છે મોટા મોટા યોગીશ્વરો પણ જેનું તિર્થાશ્રય એવું નામ આપે છે અને જેમાંથી શ્રુતિ પણ નિકળેલી છે અને જે શ્રુતિ વડે લોકો પવિત્ર થાય છે તેવાં પવિત્રતાના પુર્ણને વિસ્તાર પામેલા તમારા ચરણ કમલનો આશ્રય કરી પાપી લોકો પવિત્ર થાય છે અને દુષ્કૃત્યોને તરી જાય છે. તમારા ચરણથી પવિત્ર થયલા લોકો મનમાં એવી ઇચ્છા કરે છે કે હમો ભગવત ચરણનો આશ્રય કરી અત્યંત પાપી એવા શત્રુને જીતીએ એવું સજ્જનોને અવલંબન રૂપી ચરણકમલ, કામી લોકોનું પરમ દૈવત લક્ષ્મી અને રમવાનું સ્થાન, શુદ્ધ પાપથી રહિત રત્નોના ભંડારરૂપ વિદ્વાન લોકોના વાદવિવાદ કરવાના શાસ્ત્રર્થના ભંડારરૂપ પુજ્ય અને પવિત્ર એવા તમારા ચરણ કમલદ્વંદ્વને હું નમસ્કાર કરૂં છું. ૬.

ઉપનિષદોથી પણ જાણી ન શકાય એવું અને સંસારના મળને દુર કરનાર તમારા ચરિત્રને હે પ્રભુ! સંપુર્ણ રીતે વર્ણવાને કોઇ સમર્થ નથી. (કારણ) ઇશ્વર પણ સંપુર્ણપણે જાણી શકતા નથી તેવું અગ્નિ, જળ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, આકાશ, વાયુ, પુરૂષ એવું આઠ મૂર્તિવાલું ૐ રૂપ જગતમય તમારા સ્વરૂપને કોઈ વર્ણવી શકે એમ નથી એવા તમારા ચરણકમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂં છું. ૭.

હે પ્રભુ દંડ કમંડલવાલું સંન્યાસિના ચિન્હરૂપવાળું, નાશ થકી રહિત દુષ્ટોને ભયંકરરૂપ, હમેશા યુવાવસ્થામાં રહેલું સજ્જનોને પ્રિય, મુમુક્ષોના

નિવાસરૂપ, કામી જનોના કામધેનુરૂપ, જ્ઞાનની જીજ્ઞાસાવાલાઓને જ્ઞાન આપનાર, ધ્યાન કરવા યોગ્ય ભકત જનોને શરણે જવા યોગ્ય તમારા સ્વરૂપને તમારા ભકતોના હૃદયમાં હમેશ સ્થિત કરનાર એવા તમારા ચરણુ કમળદ્વંદ્વને હું નમસ્કાર કરૂં છું. ૮.



# જ્ઞાન પ્રદેશ.



ઉપર જણાવ્યા પ્રમાણે શાસ્ત્રયુક્ત કર્મો ચિત્તની શુદ્ધિ કરે છે, પણુ આત્મ-જ્ઞાન તો વિચારથીજ થાય છે. એ જ્ઞાન મેળવવાના માર્ગમાં દયા, ક્ષમા, સરલતા, શમ અને દમ જેનું વિવેચન અગાડી કરવામાં આવ્યું છે એનું સેવન હરહમેશ કરી સાધન સંપન્ન થયા પછી ગુરૂ પાસે જઇ એ જ્ઞાન સંબંધી બોધ મેળવવો જોઇએ. એવા ગુરૂ પણુ વેદ જાણુનાર, કામ રહિત, બ્રહ્મવેત્તા-ઓમાં ઉત્તમ, બ્રહ્મમાંજ રમણુ કરનાર, કાષ્ટ રહિત અગ્નિ પેઠે શાંત, લાલચ વગરના, દયાના સમુદ્ર, અને એની સેવા કરનાર સત્ત પુરૂષોના બાંધવરૂપ વિગેરે લક્ષણુ વાળા હોવા જોઇએ.

એવી રીતે સાધન સંપન્ન થઇ ગુરૂની દીક્ષા લઇ પછી કર્મનું ફળ અનિત્ય છે અને જ્ઞાનનું ફળ નિત્ય છે એમ સમજી બ્રહ્મનો વિચાર કરવો એજ મારૂં કૃતવ્ય છે એમ સમજવું. કારણુ જન્મ આદિનો કર્તા અને જગતનું કારણુ એ પોતે બ્રહ્મ છે. વેદ યજ્ઞાદિ ક્રિયા તથા ઉપાસનાને વર્ણવતા હોવાથી એ બ્રહ્મમાં વેદ પ્રમાણુ નથી કારણુ બ્રહ્મ તો સિદ્ધ વસ્તુ છે. સર્વ વેદાંતમાં બ્રહ્મમાંજ તાત્પર્ય નિર્ણયથી તે બ્રહ્મથી આત્મા નિશ્ચય થાય છે.

અગાડી જણાવેલા છ લીંગ, ઉપક્રમ, ઉપસંહારની એકયતા, અભ્યાસ વિગેરેથી સર્વ ઉપનિષદોનો બ્રહ્મમાંજ તાત્પર્ય નિર્ણય છે. એ બ્રહ્મ અપૂર્વ ( કારણુ રહિત ) અનપર ( કાર્ય રહિત ) અનંતર ( એક રસ ) અને અદ્વિ. તીય છે. આ આત્મા તે બ્રહ્મ છે તે સર્વ અનુભવરૂપ ચિત્તમાત્રરુપ છે. એ સુપ્રસિદ્ધ વસ્તુસ્વરૂપ છતાં પ્રત્યક્ષ આદિનો વિષય નથી પણુ તે સ્વયં પ્રકાશ માયાવડે ઢંકાયલો, સર્વ વ્યાપક, સર્વ ભુતોના અંતર આત્મા, કર્મના સાક્ષિ, સર્વ ભુતોના અધિષ્ટાન, સર્વના સાક્ષિ બોધસ્વરૂપ, કેવળ અને નિર્ગુણુ છે તથા આત્મા સર્વ વ્યાપ્ત, પ્રકાશવાન, લિંગ દેહરહિત, અક્ષત, શિરારહિત, રાગ આદિ મળ રહિત, અને પુણ્ય પાપના સ્પર્શ રહિત છે. આ નહી, આ નહી, એ પ્રમાણે સર્વ દૃશ્યના વિષય વડે જે ઉપદેશ કરાય છે તે

આત્મા છે એનું નિરાકરણ કરવું અશક્ય છે. કારણ એ સર્વનો નિરાકરણ કરનાર છે.

જગતના કારણમાં નિષ્ટાવાળાને, મોક્ષનો ઉપદેશ હોવાથી, સુષુપ્તિ* કાળમાં જીવોનો પોતામાં લય હોવાથી, સર્વ વેદાંતના તાત્પર્યના સમાનપણાથી અને સર્વજ્ઞપણાના શ્રવણથી, સર્વજ્ઞ બ્રહ્મજ જગતનું કારણ સિદ્ધ થાય છે. એ આનંદમય પરમાત્મા છે, પણ અન્ય જીવ આનંદમય નથી કારણ વિજ્ઞાનમયની (જીવ) અંતરમાં રહેલો અન્ય (આત્મા) આનંદમય છે. અવિદ્યા અને માયા એ બે ઉપાધિને લીધે જીવ આનંદમય નથી તેથીજ વાસ્તવિક ભેદ જીવ અને પરમાત્માનો છે. પરમાત્મા સર્વ પાપથી રહિત છે. એ પરમાત્માના ત્રણ પાદ સ્વયંપ્રકાશરૂપમાં અમૃત રૂપ છે અને એક પાદ સર્વ ભૂતોમાં છે. જ્યોતિ શબ્દ પરમાત્માનો વાચ્ય છે. ચિત્તના સમાધાનના કથનથી ચાર પદવાળી ગાયત્રી બ્રહ્મનુંજ કથન છે. અને સર્વ વેદાંત † વાક્યોમાં

---

* જીવની ત્રણ અવસ્થા. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત, જેમાં શ્રોતાદિ ચૌદ કરણો વડે સ્થુળ શબ્દાદિ પ્રતીતિ થાય છે તે જાગૃત, જેમાં શબ્દાદિનો અભાવ છતાં પણ અંતઃકરણ વડે વાસનામય શબ્દાદિની પ્રતીતિ થાય છે તે સ્વપ્ન, અને જેમાં ચૌદ કરણોનો ઉપરામ થવાથી વશેષ વિજ્ઞાન (બુદ્ધિ) નો અભાવ થાય તે સુષુપ્ત.

† વેદાંતમાં ચાર માહા વાક્યો કહેલાં છે, જેના ગુરૂ-મુખના ઉપદેશથી કૃત્યાર્થ કૃત્ય થવાય છે. (૧) પ્રજ્ઞાન બ્રહ્મ (૨) અહં બ્રહ્માસ્મિ (૩) તત્વમસિ અને (૪) અયમાત્મા બ્રહ્મ.

(૧) પ્રજ્ઞાન બ્રહ્મ:- જે વડે જુએ છે, સાંભળે છે, બોલે છે, અનેક રીતની શરીર સંબધી ક્રિયાઓ કરે છે, તે પ્રજ્ઞાન. સર્વ પ્રાણિઓમાં એક ચૈતન્ય છે, તે ચૈતન્ય બ્રહ્મ આથી પ્રજ્ઞાન બ્રહ્મ છે. મારામાં પણ તે પ્રજ્ઞાન બ્રહ્મ છે.

(૨) અહં બ્રહ્માસ્મિ:-આ વિદ્યાધિકારી શરીરમાં પરીપૂર્ણ પરમાત્મા બુદ્ધિના સાક્ષી પણા વડે સ્થિત થઇ સ્ફૂરતા છતાં, અહં (હું) એમ કહેવાય છે. પૂર્ણ પરમાત્મા અહીં બ્રહ્મ શબ્દ વડે વર્ણન કરેલો છે. અસ્મિ (છું) આ એકપણાનું સ્મરણ છે તેથી હું બ્રહ્મ છું.

(૩) તત્વમસિ:-સૃષ્ટિની પૂર્વે નામરૂપથી રહિત એકજ અદ્વિતીય સત્ત હતું અને હમણાં પણ એનું તેવા પણું છે તે તત્ કહેવાય છે.. શ્રોતાના શરીરને ઇન્દ્રિયોથી પર વસ્તુ અહીં ત્વં પદ વડે કહી છે. અસિ વડે એકતા ગ્રહણ કરાય છે. તેવું એકપણું અનુભવવું. એ આ મહાવાક્યનો તાત્પર્ય છે.

(૪) અયમાત્મા બ્રહ્મ:-અયના કથનથી સ્વપ્રકાશપણું અને અપરોક્ષપણું માનેલું છે, જે અહંકારથી માંડીને દેહ પર્યંતની અંતર છે તે આત્મા કહેવાય છે. દશ્યમાન સર્વ જગતનું તત્વ બ્રહ્મ કહેવાય છે તે સ્વપ્રકાશરૂપ છે.

બ્રહ્મના ઉપદેશનુંજ કથન છે. તેમજ * મનોમયત્વાદિ ધર્મ વડે ઉપાસ્ય બ્રહ્મનું કથન છે, પણ જીવનું કથન નથી. વ્યવહાર દશામાંજ જીવ અને પરમાત્માનો ભેદ છે. † ઇશ્વર સર્વ પ્રાણીઓનાં હ્રદય આકાશમાં છે, એ હ્રદય કમલ અલ્પ સ્થાનનું તથા સુક્ષ્મત્વાદિ ગુણનું કથન, મંદ અધિકારીને ઇશ્વરના ધ્યાનના શકયપણા માટે છે કારણ એવા મંદાધિકારીથી વ્યાપક પરમાત્માનું ધ્યાન થઈ શકતું નથી. એ કારણથી વ્યાપક ઇશ્વરને ઉપાસનાના પ્રસંગમાં વ્યવહારિક રીતે પરિચ્છિન્ન હ્રદય કમલ સ્થાનાદિ કેહેવામાં આવે છે અને વ્યાપક ઇશ્વિર ધ્યાન કરવાને શકય હોવાથી તેને અલ્પ સ્થાનવાળા અને સુક્ષ્મ કહેછે એથી જીવની પેઠે ઇશ્વિરને સુખ દુઃખના ભોગની પ્રાપ્તિ થતી નથી. કારણ જીવ તથા ઇશ્વરમાં સમાનતા નથી. જીવ ધર્માધર્મનો કર્તા અને સુખ દુઃખનો ભોકતા છે પણ ઇશ્વર તેમ નથી, તે તો પાપરહિતપણાદિ ગુણવાલા છે. વસ્તુતાએ જીવનુ પરમાર્થીક-સ્વરુપ સુખદુઃખાદિના ભોગથી રહિત છે. સર્વ પદાર્થના સંહાર કરતા પરમાત્મા છે, પૃથ્વિ આદિ અન્ય સ્થાનો જે પરમાત્માનાં દર્શાવ્યાં છે તે સર્વનું કથન ધ્યાન માટે છે. પરમાત્મા શ્રેષ્ઠ હ્રદયાકાશમાં બુદ્ધિ રૂપ ગુહામાં અને અનેક અનર્થયુકત દેહમાં રહેલા અનાદિ પુરૂષ તરીકે, અને દેહની અંતરમાં રહી પોતાની સત્તા વડે જડ (ઇન્દ્રિઓ) ને વ્યાપાર કરાવનાર તરીકે ઓલખવામાં આવે છે. એ પરમાત્મા સર્વ પ્રકાશક છે અને એના પ્રકાશથી સર્વ જગત્ પ્રકાશિત થાય છે. અને એને મનુષ્યના હ્રદયમાં તેની સ્થિતિ હોવાથી તે સ્થિતિની અપેક્ષાથી અંગુષ્ટ માત્ર પરિણામવાલો પુરૂષ કહેછે કારણ મંદબુદ્ધિવાળા વ્યાપક પરમાત્માની ઉપાસના કરવા અસમર્થ છે અને હ્રદયમાં

---

* શરીર પાંચ કોશનું બનેલું છે, સ્થુળ શરીર, અન્નમય કોશ, કારણ અન્નથીજ એનો ટકાવ છે. પ્રાણ આદિ (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, વ્યાન, અને સમાન) પ્રાણમય કોશ, મન અને જ્ઞાનેંદ્રિયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ) મલી મનોમય કોશ, બુદ્ધિ અને જ્ઞાનેંદ્રિય સહિત વિજ્ઞાનમય કોશ, અને ચારે કોશો જે અજ્ઞાનતામાં સ્થિત છે તે અજ્ઞાન આનંદમય કોશ એ પાંચ કોશથી ન્યારો આત્મા છે.

† જીવ અને ઈશ્વર લક્ષ્યરૂપે એકજ છે, પણ વાચ્યરૂપે નથી. જેથી વ્યવહારિક દશામાં ભેદ કહેલો છે કારણ વાચ્યરૂપે સૂર્ય અને પતંગની પેઠે, રાજા તથા તેના નોકરની પેઠે, સમુદ્ર તથા કુવાની પેઠે એઓનો ધર્મ પરસ્પર વિરૂધ્ધ છે. આ વિરૂદ્ધ ઉપાધિથી કલ્પાયલો છે વાસ્તવિક નથી. મહત્વ આદિના કારણરૂપ માયા ઇશ્વરની ઉપાધિ છે અને માયાના કાર્યરૂપ જીવની ઉપાધિ છે, એ બેનો સારી રીતે ત્યાગ કરીએ તો જીવ ઇશ્વરનો ભેદ રહેતો નથી. જેમકે રાજ્યરૂપ ઉપાધિથી રાજા કેહેવાય છે અને હથિઆર આદિ ઉપાધિથી સિપાઈ કેહેવાય છે એ બન્ને ઉપાધિનો ત્યાગ કરતાં રાજા સિપાઈ કાંઈ પણ રહેતું નથી.

અંગુષ્ટ માત્ર પરિમાણવાલાની ઉપાસના તેઓ કરી શકે એવા હેતુથી પરમાત્માનું અંગુષ્ટ માત્ર પણું કહ્યું છે. સામર્થ્યનો અને મોક્ષની ઇચ્છાનો દેવમાં સંભવ હોવાથી મનુષ્યની ઉપર સ્વર્ગમાં સ્થિત દેવોને બ્રહ્મજ્ઞાન રૂપ શાસ્ત્રમાં અધિકાર છે અને તેથી તેમનાં હૃદય અને અંગુષ્ટની અપેક્ષાથી પરમાત્મા અંગુષ્ટ માત્ર છે.

દેવને શરીરવાળા માનવાથી કર્મમાં વિરોધ આવતો નથી, કારણ એક સિદ્ધ યોગી પોતાના યોગ બળથી અનેક શરીર ધારણ કરે છે તેમ એક દેવને પણ પોતાના સામર્થ્યથી અનેક શરીરની પ્રાપ્તિનું શ્રુતિ સ્મૃતિમાં પ્રમાણ હોવાથી યજ્ઞાદિ કર્મમાં વિરોધ આવતો નથી. જેમ ગોલકોથી ઇન્દ્રિયો ભિન્ન છે તેમ જ્યોતિમંડલોથી ભિન્ન તે મંડલના અભિમાની દેવો છે જેને ઇચ્છાનુસાર શરીર ધારણ કરવાનું સામર્થ્ય છે એમ શ્રુતિ સ્મૃતિ પ્રમાણ છે. શ્રુતિઓમાંદેવને શરીરધારી કહ્યા છે તથા લોકમાં પણ તે શરીરધારી છે. પુરાણમાં પરમાત્માની ઉપાસના છે જીવની નથી, કારણ જીવાત્મા અને પરમાત્માનો ભેદ વ્યવહારિક છે.

શુદ્રને ઉપનયનાદિ સંસ્કારના અભાવથી વેદ પૂર્વક વિદ્યાનો અધિકાર નથી, તેમજ વેદ શ્રવણ કરવાનો અને વેદ અધ્યયન કરવાનો અધિકાર નથી. પણ કોઈ શ્રુતિના પ્રમાણથી ઇતિહાસ, પુરાણ, અને દેશ ભાષામાં રચાયલા તત્વ વિદ્યાના ગ્રંથદ્વારા, જીજ્ઞાસુ શુદ્રને બ્રહ્મ વિદ્યા સંપાદન કરવાનો અધિકાર છે.

સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ જગતનું કારણ છે. વેદાંત વાકયોમાં સૃષ્ટિના પ્રતિપાદનમાં તાત્પર્ય નથી પણ કાર્ય કારણ અભેદદ્વારા બ્રહ્મ બોધનો છે. સૃષ્ટિની પૂર્વે સતજ હતું, એનો અર્થ જગતનું કારણ સતજ છે એવો શ્રુતિનો અર્થ છે. જીવ પરમાત્માનો ભેદ અવિદ્યાએ પ્રતીત કરેલા દેહાદિ ઉપાધિને લીધે છે. વાસ્તવિક નથી. સૃષ્ટિની પૂર્વે બ્રહ્મથી ભિન્ન અન્ય પદાર્થ હતોજ નહી, એટલે જગતનું નિમિન્ત કારણ બ્રહ્મ છે. શાક્ષાત બ્રહ્મથી આ જગતની ઉત્પત્તિનુ અને તેમાં લયનું કથન છે. તેથી નિશ્ચય થાય છે કે આ જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ છે જેમાંથી જેની ઉત્પત્તિ તેમાં તેનો લય એ લોક પ્રસિદ્ધ છે. બ્રહ્મ પોતે પોતાથી વિશેષ વિકારરૂપ જગત્ આકારે પરિણામ પામેલું છે એથીજ બ્રહ્મ જગત્તનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. બ્રહ્મના કર્તાપણાથી નિમિત્ત કારણ અને જગદાકાર પરિણામથી ઉપાદાન કારણ છે. આકાશાદિ પંચમહાભુત અને તેના કાર્યો પરમેશ્વર તે તેના કાર્યના ચિંતનથી તે તે કાર્ય સૃજે છે એ સર્વ નિયંતાપણાથી જણાય છે. ઉત્પત્તિના ક્રમથી વિપરીત ક્રમવડે પ્રલયનો ક્રમ છે.

જીવાત્મા નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે જેથી તેની ઉત્પત્તિ નથી. અવિક્રૃત બ્રહ્મ ઉપાધિના સંપર્કથી જીવભાવ વડે સ્થિત થાય છે. જીવ

પોતાના ચૈતન્યથી સર્વ શરીરવ્યાપ્ત છે. જીવ ઇશ્વરનો અંશ છે. જીવના દુઃખ વડે પરમાત્મા દુઃખી થતા નથી. અજ્ઞાનના અંશમાં અથવા બુદ્ધિમાં પડેલું પરમાત્માનું પ્રતિબિંબ એજ પરમાત્માનો આભાસ કે જીવ કહેવાય છે.

જેમ મૃતિકાના કાર્ય (વાસણો) અને સુવર્ણ આદિનાં કાર્યો (દાગીના) નાશ પામી પોતાના કાર્ય મૂળમૃતિકા અથવા સુવર્ણમાં લીન થાય છે ત્યારે પોતાના ધર્મવડે પોતાના મૂળ કાર્યોને ( મૃતિકા અને સુવર્ણ ) દૂષ્ટિ કરતા નથી, તેમ આ જગત કારણરૂપ બ્રહ્મમાં લીન થઇ બ્રહ્મને પોતાના ધર્મથી દુષિત કરતું નથી. જેમ સ્થિતિ કાળમાં અવિદ્યાએ આરોપેલાં કાર્યનો અને તેના ધર્મોનો બ્રહ્મને સ્પર્શ નથી તેમ પ્રલયમાં પણ તેમનો તેને સ્પર્શ નથી.

માયાનું અવસ્તુપણું હોવાથી પોતાની પ્રસારેલી માયા સાથ જેમ માયાવી ત્રણ કાલમાં સ્પર્શ પામતો નથી તેમ પરમાત્મા પણ સંસાર માયા સાથ સ્પર્શ પામતા નથી. આચાર્યો જગત્ત ઉત્પત્તિ આદિને માયામય અને પરમાત્માને તે કારણથી અસંગ કહે છે. પણ અનાદિ માયા વડે સુતેલો જીવ જ્યારે માયા નિદ્રાને તજે છે ત્યારે જન્મ, લય, અને સ્થિતિ અવસ્થા શુન્ય પરમાત્માને તે આત્મા વડે જુએ છે.

માયાની ઉપાધિવડે ઇશ્વરનું ઇશ્વરપણું, સર્વજ્ઞપણું, અને સર્વ શક્તિમાનપણું છે પરમાર્થથી નથી; કારણ પરમાર્થ અવસ્થામાં તો સર્વ વ્યવહારનો અભાવ છે એમ સર્વ ઉપનિષદો કહે છે. માટે પરમાર્થના અભિપ્રાય વડે કાર્ય કારણનું અનન્યપણું છે પણ વ્યવહારના અભિપ્રાય વડે ઉપાધિ નિમિત્ત ભેદનું કથન છે. જેમ મૃતિકાદિક કારણ વિદ્યમાન હોય તોજ ઘટ આદિરૂપ કાર્યનું જ્ઞાન થાય છે પણ કારણના અભાવમાં કાર્યનું જ્ઞાન થતું નથી, એથી સિદ્ધ થાય છે કે કાર્યથી કારણનું અનન્યપણું છે. અનન્યના સદ્ભાવમાં અનન્યનું જ્ઞાન થતું નથી. પ્રત્યક્ષ જ્ઞાનના સદ્ભાવથી તે બન્નેનું અનન્યપણું જોવામાં આવે છે. આ જગત્ત સૃષ્ટિ પેહેલાં સત (કારણરૂપ) હતું એ વચનથી પછીથી થનારાં કાર્યની ઉત્પત્તિની પેહેલાં પેહેલાં કારણમાં કાર્યરૂપ હોવાપણું સિદ્ધ થાય છે. અને તે વડે કારણથી કાર્યનું અનન્યપણું છે એમ નિશ્ચય થાય છે. જેમ કારણરૂપ બ્રહ્મ ત્રણ કાલમાં સત્ત છે તેમ કાર્યરૂપ જગત પણ બન્નેનો અભેદ હોવાથી ત્રણ કાલમાં સત્ત છે અને તે સત્ત એકજ છે. તેથી પણ કાર્ય કારણનું અનન્યપણું છે. કાર્ય કારણનો સ્થિતિ ભેદે ભેદ છે પણ વસ્તુતાએ નથી.

જીવાત્મા અને પરમાત્માના ભેદનું કથન ઉપાધિને લીધે કેહેવામાં આવે છે. પણ જ્ઞાન કાલમાં જીવ, સંસાર સૃષ્ટિનો કર્તા એ સર્વનો ભેદ વહેવાર બાધ થવાથી તેનો અભાવ થાય છે. વ્યવહાર કાલમાં અવિદ્યા કલ્પિત દોષ છે.

એ અદ્વિતીય બ્રહ્મ વિચિત્ર શક્તિના યોગથી જગત્‌નું કારણ છે; જેમ દુધ બાહ્ય સાધનાની અપેક્ષા વિના પોતેજ દધિરૂપે પરિણામ પામે છે તેમજ બ્રહ્મ બાહ્ય સાધનાની અપેક્ષા વિના જગત્ આકારે પરિણામ પામે છે. દેવાદિ પ્રભાવ-વાળા પુરૂષો બાહ્ય સાધન વિના સંકલ્પ માત્રથી પદાર્થો રચે છે એમ શાસ્ત્રમાં પ્રમાણ મળી આવે છે. તેમજ બ્રહ્મ બાહ્ય સાધન વિના પોતેજ જગત્ રચે છે. જેમ દાખલા તરીકે બાહ્ય સાધન વિના કરોળીયો પોતેજ તંતુ રચે છે, બગલી શુક્ર વિના સિંહની ગર્જનાથી ગર્ભ ધારણ કરે છે, અને પોયણી જવાના અન્ય સાધન વિના એક સરોવરથી બીજા સરોવરમાં જાય છે.

બ્રહ્મ નિરવયવ છે સવયવ નથી. સર્વ પ્રપંચ બ્રહ્મની વિભૂતિ છે. પૂર્ણ બ્રહ્મ તો તેથી અધિક છે. એક બ્રહ્મમાં સ્વરૂપના નાશ વિના અનેક આકારવાળી સૃષ્ટિ ઉપજે છે. કાલ અને જીવોની ધર્મ અધર્મરૂપ સામગ્રી હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે જે પરમાત્માની લીલારૂપ પ્રવૃત્તિ છે. તેમાં ઉન્મતપણાની કે પ્રયોજનની કલ્પના કરવાનો અવકાશ નથી અને તેજ કારણથી એટલે જીવોના ધર્માધર્મના સાપેક્ષપણાથી પરમાત્મામાં વિષમતા કે નિર્દયતા સંભવી શકતી નથી કારણ કેવળ નિરપેક્ષ થઈ સૃષ્ટિ સ્થિતિ પ્રલય કરતા નથી પણ સર્વ જીવોના ધર્મા-ધર્મની સપેક્ષતાથી સૃષ્ટિ સ્થિતિ પ્રલય કરે છે. બીજ ઉત્પન્ન થાય છે તેમ કર્મથી સંસાર અને સંસારથી કર્મ એમ અનાદિ છે.

મુળ અવિકારી ઉપાદાન કારણ બ્રહ્મ છે જેથી તેની ઉત્પત્તિ સંભવી શકતી નથી. આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, અને જળથી પૃથ્વિની ઉત્પત્તિ છે એમ શ્રુતિઓનું પ્રમાણ છે. એનો રચનાર પરમાત્મા તે તે કાર્યના ચિંતનથી તે તે કાર્યને સૃજે છે અને આ ઉત્પત્તિના ક્રમથી વિપરીત ક્રમ (પ્રલય) છે. આત્મા અને ભૂતોની મધ્યમાં બુદ્ધિ અને મનની ઉત્પત્તિનો ક્રમ છે. એ ઉત્પત્તિ ભુતોના કાર્ય હોવાથી ભુતોની ઉત્પત્તિ અને પ્રલય વડે તેઓની ઉત્પત્તિ પ્રલય થાય છે દેહના જન્મમાં જીવના જન્મપણાથી તેના જન્મ મરણનું કથન સ્થાવરજંગમ શરીરને આશ્રયે મુખ્ય છે. જીવ મરણ પામતો નથી.

જીવના પ્રાદુર્ભાવના અભાવથીજ જાત કર્માદિનું વિધાન પણ દેહના પ્રાદુર્ભાવની અપેક્ષાયે છે. મોક્ષકાલમાં જીવના જીવત્વનો (અહંતા મમતા-રૂપ મિથ્યા ધર્મોનોજ) નાશ થાય છે પણ કુટસ્થનો નાશ નથી. આત્માનું નિત્યપણું સિદ્ધ હોવાથી આત્મા ઉત્પન્ન થતો નથી. જીવ વિભક્ત હોવાથી વિકાર-રૂપ છે અને વિકારરૂપ હોવાથી તેની ઉત્પત્તિ સભંવે છે એમ જો કહીએ તો તેના જવાબમાં કહેવાનું એ જે બુદ્ધિ આદિ ઉપાધિના નિમિત્તથી આ જીવનો વિભાગ પ્રતીત થાય છે. વસ્તુતાએ તેનો વિભાગ નથી. જીવ અને બ્રહ્મ એ બન્નેનાં

લક્ષણનો ભેદ પણ ઉપાધિના નિમિત્તથીજ છે. તેથી આત્મા ઉત્પન્ન થતોએ નથી, તેમ નાશ પણ પામતો નથી.

જીવાત્મા નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે, આથીજ તેની ઉત્પત્તિ થતી નથી. પરબ્રહ્મજ જીવ છે તેથી પરબ્રહ્મ જેમ વિભુ છે તેમ જીવ પણ તે રૂપ હોવાથી વિભુ છે. અણુ નથી. જો અણુરૂપ હોય તો તેને સર્વ શરીરગત વેદના જ્ઞાત થઇ શકે નહી. અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેઠે ચૈતન્ય એ જીવનું સ્વરૂપ છે. ચૈતન્ય જો સર્વ વ્યાપિ છે તો જીવ અણું નથી પણ સકળ શરીર વ્યાપ્ત છે. વ્યાપક છતાં અણુરૂપનું કથન શાસ્ત્રમાં જોવામાં આવે છે તે કથન ઇચ્છા, દ્વેષ, સુખ, અને દુઃખાદિ બુદ્ધિના ધર્મો જે વડે જીવને સંસારીપણું છે તે બુદ્ધિ ધર્મોના પ્રધાન વડે છે. રાગ દ્વેષાદિ બુદ્ધિના ધર્મના અધ્યાસ વિના અસંસારી અને નિત્ય મુકત આત્માને કર્તૃત્વ, ભોકતૃત્વાદિ સંસારીપણું નથી તેથી બુદ્ધિના ધર્મના પ્રધાનપણાથી બુદ્ધિના પરિમાણુ વડે જીવના પરિમાણનું કથન છે અને અણુંપણાદિનું કથન છે. જ્યાંસુધી આત્માને સંસારિપણું યથાર્થજ્ઞાન વડે નિવૃત્ત થયું નથી ત્યાંસુધી આત્માને બુદ્ધિનો સંયોગ વિદ્યમાન હોવાથી જીવપણું વિદ્યમાન છે. આત્માનું જીવ એ નામ બુદ્ધિની ઉપાધિથી કલ્પાયું છે પરમાર્થથી નથી. આત્માનો અને બુદ્ધિરૂપ ઉપાધિનો સંબંધ મિથ્યા જ્ઞાનથી છે, જેની નિવૃત્તિ થવાથી બ્રહ્માત્મપણું અવશેષ રહે છે. એ બુદ્ધિ સંબંધ સુષુપ્તિ અને પ્રલયમાં શકિતરૂપે વિદ્યમાન છેજ. પુનઃ જાગૃત અને સૃષ્ટિ કાલમાં આવિર્ભાવ પામે છે જેથી જીવભાવ પર્યંત બુદ્ધિરૂપ ઉપાધિનો સંયોગ આત્માને છે. મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકાર એ ચાર પ્રકારનું અંતઃકરણ આત્માની ઉપાધિ છે એટલે જેના યોગવડે જ્ઞાન અને જેના અયોગવડે અજ્ઞાન. એ અંતઃકરણના ધર્મના પ્રધાનપણાથી જીવના અણુંપણાનું કથન છે.

બુદ્ધિના સંબંધથી જીવ કર્તા છે અને શાસ્ત્ર તેના કર્તવ્યનો ઉપદેશ કરે છે. જીવ અકર્તા હોય તો તેના કર્તવ્યનો બોધ શાસ્ત્ર કરે નહી. સંચારના ઉપદેશથી, ઇન્દ્રિયોના ગૃહણથી, અને ક્રિયામાં જીવના કર્તાપણાના કથનથી જીવ કર્તા છે. આત્માની પ્રાપ્તિરૂપ પ્રયોજનવાલી *સમાધિના ઉપદેશથી જીવનું કર્તાપણું થાય છે. વેહવાર દશામાં અવિદ્યા તથા ઉપાધિવડેજ જીવનું કર્તાપણું કહેવામાં આવે છે. પણ પરમાર્થ દશામાં જીવ બ્રહ્મનો અભેદ

---

* સમાધિ—સમ=સરખી; ધી=વૃત્તિ એટલે સરખી—વૃત્તિ—વૃત્તિમાં વિષમતા ન થાય એટલે વૃત્તિનું વિષયરૂપ ઉત્થાન અને લય ન થવો જોઇએ. પણ આ જગત બ્રહ્મની પ્રતીતિનો પ્રવાહ છે એવી રીતે મનને શાંત રાખી, જ્ઞાન દ્રષ્ટિથી સર્વ સ્થળમાં અને સઘળી અવસ્થાઓમાં બ્રહ્મજ છે એવી બ્રહ્માકાર સ્થિતિને સમાધિ કહે છે.

હોવાથી કર્તાપણાનો સદ્‌ભાવ રેહેતો નથી. જીવ સ્વતંત્રપણે કર્તા નથી પણ પરમાર્થથી જીવનું કર્તાપણું સિદ્ધ થાય છે. જીવોના અસંત પરતંત્રપણાથી ઇશ્વરજ તેમને તેમના કર્માનુસાર વિહિત નિષેધ કર્મોમાં જોડે છે. જે ધર્માધર્મરૂપ પ્રયત્ન પૂર્વે કર્યાં છે તેની અપેક્ષાવડેજ ઇશ્વર તેને શુભાશુભ કર્મો કરાવે છે. જીવના પૂર્વ કર્મો બીજની માફક ફળ પ્રાપ્તિમાં અસાધારણ કારણ છે અને ઇશ્વર પર્જન્યની પેઠે સાધારણ કારણ છે. જીવોએ કરેલા પ્રયત્નની અપેક્ષાવાલા ઇશ્વર તેઓને શુભાશુભમાં જોડે છે. ધર્માધર્મની અપેક્ષા વિના સ્વેચ્છાથી જોડતા નથી. બીજ અંકુરની પેઠે સંસાર પ્રવાહરૂપ અનાદિ હોવાથી પ્રથમ સૃષ્ટિમાં ઇશ્વરે જીવોને કોની અપેક્ષાવડે શુભાશુભ કર્મમાં જોડયા હશે એવી શંકાનો અવકાશ જેથી રેહેતો નથી.

લોકમાં, સંબંધવાલાનો ઉપકાર્ય અને ઉપકારક ભાવ જોવામાં આવે છે. એ ભાવ એક તો સ્વામી ભૃત્યનો અને બીજો અગ્નિ વિસ્ફુલિંગનો. જીવ ઇશ્વરના સંબંધ સ્વામી ભૃત્યના જેવો નથી પણ અગ્નિ વિસ્ફુલિંગના જેવો છે. વિસ્ફુલિંગ જેમ અગ્નિનો અંશ છે તેમ જીવ પણ પરમાત્માના અંશ સમાન છે. નિરવયવને મુખ્ય અંશ સંભવતો નથી માટે અંશ સમાન કેહેવામાં આવે છે. પરમાત્મા નિરવયવ છતાં જીવ તેના અંશ સમાન છે. શ્રુતિઓમાં જીવ ઇશ્વરના ભેદનું કથન છે અને પ્રકારાંતરે અભેદના કથનથી પણ વ્યવહારિક અંશ પણ સિદ્ધ થાય છે. જેમ અગ્નિ અને વિસ્ફુલિંગનું ઉષ્ણપણું સમ છે, તેમ જીવ અને ઇશ્વરનું ચૈતન્યપણું સમ છે. આથી ભેદાભેદના [illegible]ાર વડે જીવનું અંશપણું છે. તેનું કારણ (અ) પુરૂષ સુકતની ચોથી [illegible] જીવ ઇશ્વરનો અંશ પ્રતીત થાય છે. (બ) સ્મૃતિમાં પણ (ગીતામાં) [illegible]ાર અંશપણુ પ્રતીત થાય છે. અને (ક) પ્રકાશ આદિની પેઠે પર[illegible] જીવની પેઠે દુઃખી થતા નથી. બુદ્ધિ આદિ ઉપાધિથી જીવ દુઃખી થાય છે.

વિધિ અને નિષેધ કર્મ જીવને દેહની સાથના સંબંધથી થાય છે. યથાર્થ જ્ઞાન ન થાય ત્યાં સુધી એ કર્મની ભ્રાંતિ છે. પરોક્ષ જ્ઞાન કાલમાં પણ વિધિ નિષેધનો સદ્‌ભાવ છે કારણ તે કાળમાં આત્મદર્શન થયું નથી. પણ અપરોક્ષજ્ઞાનીને વિધિનિષેધના અભાવ છતાં અભિમાનના અભાવથી યથેષ્ટ ચેષ્ટાની પ્રાપ્તિ નથી. એક પુરૂષના કર્મનું ફળ અન્ય પુરૂષ ભોગવી શકતો નથી તેનું કારણ એજ કે બુદ્ધિ અંહકારાદિ ઉપાધિવાળો જીવ કર્તા ભોકતા છે જેનો સર્વ શરીરો સાથ સંબંધ નથી અને ઉપાધિના સંબંધને આધિન ઉપહિતનો સંબંધ છે. સર્વ શરીર સાથ એક ઉપાધિના સંબંધનો અભાવ હોવાથી જીવના સંબંધનો પણ અભાવ છે તેથી કર્મનું અથવા ફળનું સંકરપણું નથી, તેથીજ આ જીવ પરમાત્માનો આભાસ છે જેથીજ કર્મફળનું સંકરપણું નથી.

જેમ જળમાં પડેલું સૂર્યનું પ્રતિબીંબ સૂર્યનો આભાસ છે તેમ અજ્ઞાનના અંશમાં અથવા બુદ્ધિમાં પડેલું પરમાત્માનું પ્રતિબીંબ પરમાત્માનો આભાસ કિંવા જીવ છે. જેમ એક જળમાંના પ્રતિબીંબના કંપવાથી અન્ય જળમાંનું પ્રતિબીંબ કંપાતું નથી, તેમ એક જીવના કર્મ ફળને અન્ય જીવ ભોગવતો નથી.

*આકાશ બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્મ સમાન વ્યાપ્ત નથી. આત્માનો એકત્વનો પક્ષજ સર્વ દોષના અભાવવાળો છે. જેમ પરમાત્માથી આકાશ આદિ ઉત્પન્ન થાય છે તેમ પ્રાણો પણ ઉત્પન્ન થાય છે. સર્વ પ્રાણો અણુ એટલે સુક્ષ્મ છે. કારણ મૃત્યુ કાળમાં નિકળતો પ્રાણ પાસે બેસનારના જોવામાં આવતો નથી. તેમ તે વ્યાપક પણ નથી. મુખ્ય પ્રાણ-બ્રહ્મથી ઉત્પન્ન થયો છે મુખ્ય પ્રાણનો વીર્યની સાથેજ ગર્ભાશયમાં પ્રવેશ થાય છે અને અન્ય પ્રાણો તેમના ગોલક આદિ થયા પછી તેમાં પોતાની સ્થિતિ કરે છે. એ મુખ્ય પ્રાણ વાયુ નથી તેમ ઇન્દ્રિયોનો એકત્ર વહેવાર નથી. વાયુ અધ્યાત્મ ભાવને પામી વિશેષરૂપે સ્થિત થાય ત્યારે પ્રાણ કહેવાય છે. પ્રાણ એ વાયુથી ભિન્ન તત્ત્વ નથી તેમ વાયુ માત્ર પણ નથી. જેમ ચક્ષુ આદિ ઇન્દ્રિયો અમાત્યગણ (એક બીજાનો એકત્ર સંબંધ) ની પેઠે જીવના કર્તૃત્વ ભોકતૃત્વના સાધન છે તેમ પ્રાણ મુખ્ય રાજ મંત્રીની પેઠે જીવના સર્વ અર્થની સિધ્ધિ કરનારો હોવાથી જીવનું સાધન છે, સ્વતંત્ર નથી. શરીરની રક્ષા કરવી તથા ઉત્ક્રાંતિ કરવી એ પ્રાણનું અસાધારણ કાર્ય હોવાથી તે જીવના ભોગનું સાધન છે.

પ્રમાણ (યથાર્થ જ્ઞાન) વિપર્યય, (ભ્રમ) વિકલ્પ, (શશ શૃંગાદિનું જ્ઞાન) નિદ્રા (તામસ વૃત્તિ) અને સ્મૃત્તિ, (ઉદ્‌ભૂત સંસ્કાર) એ મનની પાંચ અવસ્થાની પેઠે કાર્યદ્વારા પ્રાણને પણ પાંચ † અવસ્થાવાળો કેહેવામાં આવે છે. જેમ મન જીવનું ઉપકરણ છે તેમ પ્રાણ પણ જીવનું ઉપકરણ છે. મુખ્ય પ્રાણ અન્ય પ્રાણોની પેઠે સુક્ષ્મ છે. એ પ્રાણો પોતાના અધિષ્ટાતા દેવને આધીન થઈ પોતાના સ્વકાર્યોમાં પ્રવૃત્ત થાય છે પણ પોતાના સ્વભાવથી પોત પોતાના કાર્યમાં પ્રવૃત્ત થતા નથી. દેહે ઇન્દ્રિય સંઘાતના સ્વામી જીવનો પ્રાણની સાથ

---

* આકાશ–આ=સર્વ ભણીથી; કાશ=પ્રકાશ કરનાર; સર્વ ભણીથી પ્રકાશ કરનાર (બ્રહ્મ) એવો અર્થ થાય છે. બ્રહ્મ–વૃદ્ધિ પામતું, પરમ વૃદ્ધિ પામી સર્વમય અભેદ એવો અર્થ થાય છે.

† પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પ્રાણની પાંચ અવસ્થા. પ્રાણની ઉચ્છ્વાસ આદિ ક્રિયા, અપાનની નિઃશ્વાસ આદિ ક્રિયા, પ્રાણ અપાનની સંધીમાં અગ્નિ મંથન આદિ ક્રિયા (વિર્યવાલી ક્રિયા) તે વ્યાન, ઉદાનને ઉત્ક્રાંતિ આદિ ક્રિયા, અને સમાનને સર્વ અંગમાં રસ આદિ લઇ જવાની ક્રિયા.

ભોકતૃ ભોગ્ય સંબંધ છે. ઇન્દ્રિયોના અધિષ્ટાતા દેવો અનેક હોવાથી તેમનું ભોકતાપણું આ શરીરમાં સંભવી શકતું નથી. જીવાત્મા આ શરીરમાં ભોક્તા રૂપે નિત્ય છે અને તેથીજ તેને પુણ્ય પાપનો લેપ અને સુખ દુઃખનો ભોગ થાય છે. વળી પરમ ઐશ્વર્યપદમાં સ્થિત દેવો આ હીન શરીરમાં ભોગ ભોગવવાને યોગ્ય નથી. વાક્ આદિકોથી મુખ્ય પ્રાણ વિરૂદ્ધ ધર્મવાળો છે. જ્યારે વાક્ આદિ સર્વ ઇન્દ્રિયો શયન કરે છે ત્યારે મુખ્ય પ્રાણ જાગે છે. અન્ય ઇન્દ્રિયો જ્યારે શ્રમરૂપ મૃત્યુને (નિંદ્રા) પ્રાપ્ત થાય છે ત્યારે આ મુખ્ય પ્રાણ નિરંતર પોતાનું કાર્ય કરતાં છતાં શ્રમરૂપ મૃત્યુને પ્રાપ્ત થતો નથી. પ્રાણની સ્થિતિ અને ઉત્ક્રાંતિ, શરીરના ધારણ પતનના ઉપર છે. ઇન્દ્રિયો પોત પોતાના વિષયનો અનુભવ કરે છે પણ પ્રાણને તેવો કંઇ પણ વિષય અનુભવ કરવા નથી.

નામરૂપ સ્થુળ સૃષ્ટિનો કર્તા પરમાત્મા છે. ત્રિવૃત્ત એટલે અગ્નિ, આદિત્ય અને ચંદ્રમા, કુશ કાશ અને પલાશ, મનુષ્ય પશુ અને પક્ષી એ આદિ અનેક નામરૂપની ક્રિયા, તેજ જળ અને પૃથ્વિ, એ ત્રણ સુક્ષ્મ ભૂતોને મિશ્ર કરીને સૃષ્ટિ રચનાર પરમાત્મા છે. પ્રથમ *આકાશ આદિ ક્રમથી સુક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ પછી તે ભૂતોના મિશ્રણથી પંચીકરણ થઇ સ્થૂળ ભૂતોની ઉત્પત્તિ અને અંતે ભૌતિક સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. તે સર્વના નામરૂપ પ્રકટીકરણ પરમાત્માને આધિન છે એ બાહ્ય ત્રિવૃત્ત, એવી રીતે અધ્યાત્મા ત્રિવૃત્ત (અંતર ત્રિવૃત્ત) :—આ ત્રિવૃત્કૃતા ભુમિ વર્હિયવાદિ અન્નરૂપે પુરૂષ ભક્ષણ કરે છે પુરૂષે ભક્ષણ કીધેલી અન્નરૂપા ભૂમિ પુરૂષ શરીરને પામી ત્રણ રૂપવાલી થાય છે. ભક્ષણ કરેલા અન્નનો સ્થુળ ભાગ વિષ્ટા થઇ બાહેર નિકલે છે, મધ્ય ભાગ માંસને વધારે છે અને અણુ ભાગ મનને પોષણ કરે છે. તેજ પ્રમાણે જળનો સ્થુળ ભાગ મુત્ર થઇ બાહેર નિકલે છે, મધ્ય ભાગ રૂધીર થાય છે, અને અણું ભાગ પ્રાણ થાય છે. તેજનો સ્થુળ ભાગ અસ્થિ થાય છે, મધ્ય ભાગ મજ્જા થાય છે, અને અણું ભાગ વાક થાય છે.

પરમાત્મા પ્રાણ રહિત, મન રહિત, શુભ્ર અને અક્ષરથી પર છે. જીવના દુઃખથી તે દુઃખી થતા નથી એમ શ્રુતિ કહે છે. જેથી તેને નિત્ય અને નિર્ગુણ કહેવામાં આવે છે. જેને તેના કર્મ અનુસાર આ લોકમાંથી ઉત્તમ લોકમાં લઇ જવાને ઇચ્છે છે તેને એ પરમાત્મા શુભ કર્મ કરાવે છે. જેને અધો લોકમાં લઇ જવા ઇચ્છે છે તેને અશુભ કર્મ કરાવે છે. જીવ પોતે કર્તા નથી, ઉપાધિરૂપ બુદ્ધિના ધર્મના અધ્યાસવડેજ જીવાત્માનું કર્ત્તાપણું છે. સ્વભાવિક નથી.

---

* આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વિ.

## જીવના ગમનાગમન.

પૂર્વ દેહથી ઉત્તર દેહની પ્રાપ્તિમાં જીવ દેહના બીજ જે ભૂત સુક્ષ્મ તે વડે પરિવેષ્ટિત જાય છે. એટલે મુખ્ય પ્રાણ, ઇંદ્રિયો, મન, અવિદ્યા ધર્માધર્મ અને જન્માન્તર સંસ્કાર એ સર્વને લઇને જીવ પુર્વ શરીરનો ત્યાગ કરી બીજા શરીરને પ્રાપ્ત થાય છે. મરણ વખત મનનો કે પ્રાણનો નાશ થતો નથી. પણ મન અને પ્રાણ એક દેહને છોડી બીજા દેહમાં જાયછે એટલે મરણમાં શરીર શબ્દાદિક વિષયથી રહિત થઇ જાય છે ત્યારે પ્રાણ શરીરને છોડી દઇ ભવિષ્ય દેહની વાસનાને લઇ બાહેરના આકાશમાં ભવિષ્ય દેહના આરંભને અનુકુલ થયલી પંચ ભૂતની તન્માત્રાઓની સાથ સમાગમ પામે છે. તે તે જીવોની વાસનારૂપ એ તન્માત્રાઓ પણ તેવીજ વાસનાઓથી ભરેલા મનથી સંયુક્ત પ્રાણોની સાથ સંશ્લેષ પામે છે. (મલી જાય છે). પણ બીજા પ્રાણો સાથ સંશ્લેષ પામતી નથી. વાસનાવાળા પ્રાણો બીજા દેહમાં ઉત્પન્ન થાય છે અને પૂર્વ દેહને છોડી દે છે. એ પ્રાણો તે બીજા દેહના હૃદય આકાશની સાથ અને જેની અંદર રહેલા વાયુની સાથે સંશ્લેષ પામે છે. એ સંસાર સંબંધી દુઃખોને વાસ્તે પ્રાણ બીજા દેહમાં પેસતાં તેની અંદર રહેલા આકાશની અને વાયુની સાથ સંશ્લેષ પામે છે. વાસનાવાળું મન મરણ સમયે ન દેખાતાં છતાં પણ નષ્ટ થતું નથી. તેમ પ્રાણ મન વગરનો હોતો નથી કારણ મન હોય છે ત્યાં પ્રાણ છે. જ્યારે જ્ઞાનના પ્રભાવથી મન વાસનાઓ વગરનું થઇ નષ્ટ થાય છે ત્યારે પ્રાણનું ચલણ રોકાઈ જાય છે અને ત્યારેજ શાંતિ અવશેષ રહે છે. પામર પુરૂષો, મન, બુદ્ધિ અહંકાર આદિ સહિત દેહનો નાશ થવો એને મરણ કેહે છે પરંતુ કૃતહીન અને અકૃતાભ્યાગમ આદિ દોષ ગ્રસ્ત હોવાથી સર્વે નાશરૂપવાળુ મરણ છેજ નહી, બાકી તો એક પ્રારબ્ધનો ક્ષય થતા તે વિશેનો સંકલ્પ ખસી જઇ વળી બીજા પ્રારબ્ધને અનુકુળ પોતાના પ્રથમ પ્રાબ્ધનો ક્ષય થતા સુધી દ્રઢ થઈ બેસવું એજ મરણ છે. પ્રાણની અંદર ચિત્ત, ચિત્તાની અંદર સુક્ષ્મરૂપ આખુ જગત્ છે. પુરૂષનું મરણ થતા બાહેર નિકલેલા પ્રાણવાયુ આકાશમાં રહેલા માહાવાયુ સાથે મલી જાય છે એટલે આકાશના મહાવાયુની અંદર મરણને પ્રાપ્ત થયલા જીવોના પ્રાણ રેહે છે. પ્રાણની અંદર મન અને મનની અંદર જગત્ રહયુ છે. નદીરૂપી પ્રાણના પ્રવાહમાં (તે જે વાસના રૂપ છે) અતિ સુક્ષ્મ જગત્ વાહન કરે છે તેથી વાસનારૂપી જીવો ઉપ્તન થાય છે પણ તેમાં રેહેલા અધિષ્ટાન ચૈતન્યનો વસ્તુતાએ કંઇપણ રૂપાંતર થતું નથી.

વેદમાં ઉપાસના માટે ઘુ, પર્જન્ય, પૃથ્વી, પુરૂષ અને સ્ત્રી એ અગ્નિરૂપે કેહેવાય છે. એ પાંચ અગ્નિઓમાં કર્મથી શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન અને વિર્યરૂપે આહુતિઓ

હોમાય છે. શ્રદ્ધાવડે સમીધારૂપ જળ યજ્ઞમાં હોમવાથી તે યજમાનથી સંલગ્ન (છુટો) થઇ સ્વર્ગ લોક પ્રાપ્ત થઇ સોમરૂપ દિવ્ય દેહ વડે સ્થિત થઇ કર્મના અંતમાં સોમરૂપ જળ પર્જન્યમાં હોમાયા પછી વૃષ્ટિરૂપે પૃથ્વિમાં હોમાઇ અન્નરૂપ ફળ પુરૂષમાં હોમાય છે. અને પછી વિર્યરૂપ જળ યોષિતમાં હોમાઇ પુરૂષ પરિણામને પામે છે. એવી રીતે જળવડે પરિવેષ્ટિત જીવ અન્ય શરીર પ્રતિ જાય છે. કર્માનુસાર નવા દેહનું અભિમાન સ્ફુર્યા પછી તે જીવ તે નવા દેહને પામે છે. કેવલ જળવડે પરિવેષ્ટિત થઈ જાય છે એમ નથી. ત્રિવૃત્કરણ શ્રુતિથી જલનું ત્ર્યાત્મકપણું હોવાથી દેહ આરંભક જળમાં એ અન્ય ભૂતો પૃથ્વિ અને તેજનો અવશ્ય સમાવેશ થાય છે અને બીજા ભૂતો વાયુ અને આકાશ ગૌણપણે રેહે છે. જીવાત્મા જ્યારે પૂર્વ દેહને તજી ઉત્તર દેહ પ્રતિ ગમન કરે છે ત્યારે જીવની પાછલ મુખ્ય પ્રાણ ગમન કરે છે અને મુખ્ય પ્રાણની પાછળ ઇન્દ્રિયો ગમન કરે છે. કારણ પ્રાણની ગતિ ભૂત સુક્ષ્મરૂપ આશ્રય વિના સંભવતી નથી. માટે પ્રાણની ગતિ સાથે બીજા ચાર ભુતોથી મળેલા જલની ગતિનો નિશ્ચય થાય છે.

કરેલા કર્મના અંતમાં શેષ કર્મવાળા આ લોકમાં આવે છે. જે માર્ગ વડે ગમન, તેજ માર્ગ વડે આગમન અથવા વિપર્ય માર્ગ વડે આગમન. પુણ્ય કર્મવાલા પુન્ય યોની પવિત્ર જ્ઞાતિને પ્રાપ્ત થાય છે અને પાપ કર્મવાલા પાપ યોનીને પ્રાપ્ત થાય છે. (પાપ યોની કેહેતાં શ્વાન યોની, સુકર યોની, ચંડાલ યોની વિગેરે) સ્વકર્મમાં નિષ્ટાવાળા બ્રાહ્મણાદિક વર્ણો અને બ્રહ્મચારી આદિ આશ્રમિઓ મૃત્યુ પામી ફળને ભોગવી પછી શેષ કર્મ વડે વિશિષ્ટ દેશ, જાતિ, કુળ, રૂપ, જ્ઞાન, આચાર, દ્રવ્ય, સુખ, અને મેધા (ગ્રંથના અર્થને ધારણ કરવાનું બળ) યુક્ત પુનર્જન્મને પામે છે. વર્તમાન કાળમાં જે નાના પ્રકારના ઉંચ નીચ ભોગો પ્રાણિઓના જન્મ સાથે જોવામાં આવે છે તે પણ શેષ કર્મવાળાનો સદ્ભાવ સુચવે છે. અવરોહણ (ગમનાગમન) કરનાર જે માર્ગે ચંદ્ર લોકમાં ગયો હોય છે તે માર્ગ વડે એટલે પિતૃયાણ માર્ગ વડે અવરોહણ કરે છે, અથવા તેથી વિપર્યમાર્ગે (આકાશથી વાયુ, વાયુથી ધુમ, ધુમથી અભ્ર, અભ્રથી મેઘ અને મેઘથી વૃષ્ટિ વડે અન્નદ્વારા પુરૂષ શરીરને પામી માતાના ગર્ભમાં જવારૂપ માર્ગ) વડે અવરોહણ કરે છે.

મન, વાણી, અને શરીર વડે અદ્રોહ, દયા, અને શાસ્ત્રજ્ઞાન એ ગુણોને શીલ કેહે છે. એ શીલ લક્ષણ સર્વ કર્મના અંગભૂત છે અને શ્રુતિ શીળથી ઉંચ નીચ યોનિની પ્રાપ્તિને દેખાડે છે. શીળની અપેક્ષાથીજ ઇષ્ટાદિક કર્મ થાય

છે. શીળહીન પુરૂષને કર્મનો અધિકાર નથી અને સદાચાર હીનાને વેદો પવિત્ર કરતા નથી. એ શીલવડે ઉપલક્ષિત અનુશય રૂપ કર્મજ ઉંચ નીચ યોનીની પ્રાપ્તિમાં કારણ છે. એ શીલ લક્ષણથીજ પ્રાણિઓની બે મુખ્ય પ્રકૃતિ છે. એટલે દૈવી સંપન્તિ (ઉત્તમ ગતી પ્રાપ્ત કરનાર) અને આસુરી સંપત્તિ (અધમ ગતિ પ્રાપ્ત કરનાર). * ઇષ્ટાદિ કર્મ કરનાર ચંદ્રમંડલમાં જાય છે, જે ભોગને માટેજ છે. અનિષ્ટાદિ કર્મ કરનાર યમ લોકમાં આવે છે. યમ લોકમાં સ્વ:પાપાનુંસાર યમે કરેલી પીડાઓનો અનુભવ કરી આ લોક પ્રતિ આગમન થાય છે અને પાપ કર્મ કરનારા દુષ્કૃતનું ફલ ભોગવવા સાત નરકોને પ્રાપ્ત થાય છે એમ પુરાણ કહે છે. પણ શ્રુતિમાં તેઓને માટે ત્રીજો માર્ગ દરશાવ્યો છે. એટલે જેઓ વિધારૂપ સાધન વડે દેવાયનમાર્ગમાં અધિકાર પામ્યા નથી, અને કર્મવડે પિતૃયાણ માર્ગમાં અધિકાર પામ્યા નથી, તેઓને માટે ક્ષુદ્ર જંતુના જન્મરૂપ વારંવાર જન્મવા મરવાનો ત્રીજો માર્ગ પ્રાપ્ત થાય છે. તેથી અનિષ્ટાદિક કર્મ કરનારા ચંદ્ર લોકને પ્રાપ્ત થતા નથી, તેવાઓના દેહનો આરંભ તો આહુતિ સંખ્યાના નિયમ વિના અન્ય ભૂતોથી મિશ્ર જળ વડે થાય છે. જેમ જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ આ ચાર પ્રકારના ભૂત સમુહમાંથી મૈથુન ધર્મ વિના સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ ની ઉત્પત્તિ આહુતિની સંખ્યાના અનિયમ પ્રમાણે થાય છે. તેમ અનિષ્ટાદિક કર્મ કરનારને આહુતિની સંખ્યાનો અનિયમ છે. ભૂમીને ઉદ્‌ભેદ કરીને નિકળનાર સ્થાવર વ્રક્ષાદિકને ઉદ્‌ભિજ્જ અને જળને ભેદીને નિકળનારા જગંમ પ્રાણિને સ્વેદજ કહેવામાં આવે છે.

ઇષ્ટાદિક કર્મ કરનારા પુણ્યફળના ભોગની સમાપ્તિએ આકાશાદિ દ્વારા ચંદ્રલોકથી અવરોહણ કરે છે એટલે ચંદ્રમંડળ ભોગાર્થે જે જળમય શરીર ઉપજ્યુ હતું તે ભોગને ક્ષય થયે વિલીન થઇ આકાશને પામી આકાશ સમાન સુક્ષ્મ થાય છે. પછી પિંડીકૃત અતિ સુક્ષ્મ લિંગ દેહ સહિત જ્યાં ત્યાં ભ્રમણ કરતો છતો વાયુ સમાન થાય છે. પછી ધુમને પામી ધુમની સમાન થાય છે. અનંતર અભ્રજળને ધારણ કરનાર વાદળાંને પામી અભ્રની સમાન થાય છે, પછી મેઘને પામી મેઘ સમાન થાય છે. અંતે વૃષ્ટિદ્વારા પૃથ્વિમાં પ્રવેશ કરી (વ્રીહિયવાદિ રૂપ) અન્નરૂપ થાય છે. અન્નરૂપ પછી પુરૂષ દ્વારા વીર્યરૂપ થઇ માતાના ગર્ભ સ્થાનમાં આવી જન્મ લે છે.

---

* અગ્નિ હોત્રાદિક કર્મ ઇષ્ટ કેહેવાય છે અને લોકોપયોગ વાસ્તે વાવ કુવા તથા ધર્મશાળા આદિ કરાવવાં તે પુર્ત કહેવાય છે.

એ અવરોહણુ કરનારા આકાશાદિક સ્વરૂપપણાને પ્રાપ્ત થતા નથી પણ આકાશાદિના સમાનપણાને પ્રાપ્ત થાય છે. જો આકાશાદિ સ્વરૂપને પામે તો આકાશ વિભુ (નિત્ય) હોવાથી તેનું વાયુ આદિ ક્રમ વડે અવરોહણુ સંભવતું નથી. જેથી અલ્પ અલ્પ કાળ આકાશાદિ સમાન સ્થિત કરીને વૃષ્ટિની ધારા સાથ આ ભુમિ ઉપર આવે છે એવો નિશ્ચય થાય છે. કારણુ (વ્રીહિયવાદિક) અન્નરૂપપણાના સમાન ભાવથી દુઃખવડે નિકળવું દર્શાવી પુર્વ સ્થિતિના ભાવથી સુખ વડે નિકળવું દર્શાવ્યુ છે. આ સુખદુઃખપણાનો વિશેષ, નિકળવાના કાળમાં અલ્પપણાના અને દીર્ધપણાના નિમિત્તથી છે; કેમકે ત્યાંસુધી શરીરની ઉત્પત્તિ ન થવાથી ભોગ્યનો અસંભવ છે. જેમ વાયુ ધુમાદિમાં સંબંધમાત્રની પ્રાપ્તિ છે તેમ અહિં પણ અન્ય જીવોવડે અધિષ્ટિત વ્રીહિ આદિમાં કર્મ શેષ-વાળાને સંબંધ માત્રની પ્રાપ્તિ છે. સ્થાવર જાતિના સુખ દુઃખની પ્રાપ્તિ નથી. કર્મ વ્યાપાર વિના સુખ દુઃખની પ્રાપ્તિ નથી કારણુ વ્રીહિ આદિ જન્મમાં કોઇ પ્રકારનો કર્મ વ્યાપાર શ્રુતિ દર્શાવતી નથી. તેથી અનુશયી જીવો સુખ દુઃખના ભોગી થતા નથી પોતાના પાપ કર્મ વડે સ્થાવર યોનિને પામેલા તે શરીરમાં રહી સુખ દુઃખના ભોગી થાય છે.

ચંદ્રથી અવરોહણ કરનાર અનુશયી જીવોનો વ્રીહિનો આદિ સંબંધ માત્ર છે, વ્રીહિ આદિના સબંધ પછી અનુશયી જીવોને વિર્ય સિંચન કરનારનો સંબંધ થાય છે પણ વિર્ય સિંચન કરનાર થતો નથી પછી વિર્ય સિંચન કરનારના સંબંધને પામ્યા પછી તે વિર્યનું યોનિમાં સિંચન થાય છે. યોનીના સંબંધથી સ્ત્રી ગર્ભસ્થાનમાં અનુશયીને શેષ કર્મના ફળ ભોગ માટે શરીર ઉત્પન્ન થાય છે. અવરોહકાળે વ્રિહિઆદિનો સંબંધ માત્ર છે પણ તેના (વ્રીહિ આદિના) સુખ દુઃખની પ્રાપ્તિ નથી.

## ત્વં અને તત્ પદ.

હવે જીવની સંસાર ગતિનો ભેદ કહ્યા પછી જીવની અવસ્થાનો ભેદ કહેવામાં આવે છે. સ્વપ્ન સ્થાન સંધ્ય કહેવાય છે, કારણુ જાગૃત અને સુષુપ્તિની સંધીમાં થાય છે. સ્વપ્નમાં દેશકાળ આદિરૂપ સામગ્રીનું સંપુર્ણું પણ અપ્રકટ સ્વરૂપપણું હોવાથી સ્વપ્ન સૃષ્ટિ માયા માત્ર છે જેથી મિથ્યા છે. સ્વપ્નનો અભાવ એ સુષુપ્તિ સ્થાન બ્રહ્મ છે, જે સુતો હોય તે જાગે છે એ કર્મ અનુસ્મરણુ શ્રુતિ કર્મ અને વિદ્યાના વિધિથી સિદ્ધ થાય છે. મુર્છિત અવસ્થા જાગ્રદાદિના વિલક્ષણુપણાને લીધે મૃત્યુ અને સુષુપ્તની અર્ધ સમ્પતિ છે. કારણુ એ અવસ્થા જાગ્રદ અવસ્થા

નથી કારણ તેમાં ઇન્દ્રિયોવડે બાહેરના વિષયોને જોતો જણાતો નથી. એકાગ્ર ચિત્તવાળો પણ નથી કારણ એકાગ્ર ચિત્તવાળાનું શરીર પડી જતું નથી અને મુર્ચ્છિત પડી જાય છે. સ્વપ્નાવસ્થાને જોતો નથી માટે સ્વપ્ન અવસ્થાવાળો નથી સુષુપ્ત અવસ્થાવાળો નથી કારણ મુર્છિત લાંબા સમય સુધી ઉચ્છ્વાસ મુકતો નથી, શરીર કંપાયમાન થાય છે, મુખ ભયાનક હોય છે, નેત્ર ફાટેલાં હોય છે અને લાકડીના ઘાથી પણ જાગતો નથી પણ સુષુપ્ત પુનઃ પુનઃ ઉચ્છ્વાસ મુકે છે. શરીર નિષ્કંપ હોય છે, નેત્ર નિર્મિલિત હોય છે, મુખ પ્રસન્ન અને હાથ દાબવાથી જાગૃત થાય છે અને ઉષ્માના (ગરમી) સદ્‌ભાવથી મૃત્યુને પામતો નથી એવી રીતે ચારે અવસ્થાથી વિલક્ષણ મુર્ચ્છિત, સુષુપ્ત અને મરણના ધર્મથી અર્ધ અર્ધ સંમ્પતિ હોવાથી અર્ધસમ્પતિવાળો છે.

જીવ એ સર્વ અવસ્થાથી અલિપ્ત છે. સુષુપ્તિમાં જીવ જે બ્રહ્મને પ્રાપ્ત થાય છે તે બ્રહ્મ નિર્વિશેષજ છે, સવિશેષ નથી. અલતા આદિની ઉપાધિથી સ્વચ્છ સ્ફાટિક અસ્વચ્છ થતો નથી તેમ અવિદ્યા કલ્પિત જીવ મિથ્યા ઉપાધિના યોગથી નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ થતો નથી. શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત અને વિકાર રહિત બ્રહ્મ છે. ઉપાસના માટે સવિશેષ કોઇ શ્રુતિ કહે છે ખરી પણ શ્રુતિઓનું તાત્પર્ય અભેદમાં છે ઉપાસના માટે ભિન્ન ભિન્ન ઉપાધિરૂપ વિશેષ લઇને પણ શાસ્ત્ર અભેદ નિર્વિશેષજ બ્રહ્મ કહે છે.

બ્રહ્મ નિશ્ચય રૂપરહિત છે. સાકારનું નિરૂપણ કરનારી શ્રુતિઓ ઉપાસનામાં પ્રધાન છે પણ બ્રહ્મ સ્વરૂપના નિરૂપણમાં પ્રધાન નથી. એ નિરૂપણમાં તો નિષ્ઃ પ્રપંચ બ્રહ્માત્વ તત્વને વર્ણવનારી શ્રુતિઓ છે. શ્રુતિ સ્મૃતિ પણ બ્રહ્મ ચૈતન્ય નિર્વિશેષ છે એમ કહે છે. જેવી રીતે આ પ્રકાશરૂપ સુર્ય પોતે એક છતાં પણ જળથી ભરેલા ઘડાઓના ભેદ વડે ભેદ પામી બહુ પ્રકારે થાય છે તેમ આ અજન્મા સ્વઃ પ્રકાશ બ્રહ્મ એક છતાં માયારૂપ ઉપાધિથી શરીરોમાં અનુગત થઇ ભેદરૂપને પામેલો છે. પૃથ્વિ, જળ અને તેજ એ બ્રહ્મનું મુર્ત સ્થુળરૂપ અને વાયુ અને આકાશ એ બ્રહ્મનું અમુર્ત સુક્ષ્મરૂપ. એ એથી બ્રહ્મ ભિન્ન છે. એ બ્રહ્મસંબંધમાં મૂર્ત અને અમૂર્તરૂપ પરિચ્છિન્ન બ્રહ્મનો **નેતી નેતી** એ નિષેધ વડે ઉપદેશ કરાય છે એ શ્રુતિ બ્રહ્મના સદ્‌ભાવને કહે છે કારણ નિષેધની પછી પુનઃ શ્રુતિ બ્રહ્મ છે એમ કહે છે.

એ બ્રહ્મ અવ્યકત છે. નેત્ર આદિ ઇન્દ્રિયોનો વિષય નથી. ભકિત, ધ્યાન, જપ અને નમસ્કાર આદિ વડે ચિત્તમાં બ્રહ્મનું સારી રીતે સ્થાપન કરનારી

ક્રિયા જેને સંરાધન કાળ કહે છે એ કાળમાં અવ્યકત બ્રહ્મનો યોગીયો સાક્ષાત્કાર કરે છે. મુમુક્ષુ ઇન્દ્રિયોના નિરોધવાળો અમૃત ભાવને ઇચ્છતો શુદ્ધ ચિત્તમાં શાસ્ત્ર વડે પ્રત્યગાત્માને જુએ છે તેમજ નિષ્કામ કર્મ વડે વિશુદ્ધ, ચિત્તવાળો પુરૂષ જ્ઞાન નામના સત્વગુણના ઉત્કર્ષ વડે ધ્યાન કરતો નિષ્કલંક બ્રહ્મને જુએ છે. બહિર્મુખ વૃત્તિથી બ્રહ્મદર્શન થતું નથી. રજ, સત, તમો રહિત નિર્મળ અંતર્મુખ વૃત્તિ વડેજ સર્વાંતરતમ અને સર્વ અધિષ્ટાન બ્રહ્મનો અપરોક્ષ અનુભવ થઇ શકે છે.

પ્રકાશ આદિની પેઠે ચિદાત્મા પણ કર્મમાં ભેદ પામે છે. જો કે આત્મા (બ્રહ્મ) પોતે ભેદ પામતો નથી. જેથી માહા વાકયના ( **तत्त्वमसि** ) અભ્યાસથી બ્રહ્મનું એકરસપણુંજ સિદ્ધ છે. પણ જયારે ચિદાત્મા માહાવાકયનો અભ્યાસ કરેછે ત્યારે અભેદના સ્વભાવિકપણાથી અને ભેદના અવિધાકૃતપણાથી વિધાવડે અવિધાને નિવૃત્ત કરીને તે જીવ દેશ કાળ વસ્તુ પરિચ્છેદથી રહિત બ્રહ્મની એકતાને પામે છે.

બ્રહ્મથી ભિન્ન અન્ય તત્વના અસ્તિત્વમાં કંઇ પ્રમાણ નથી. જન વસ્તુ સમુહના જન્મ આદિ બ્રહ્મથી થાય છે. બ્રહ્મ જગત અને તેની મર્યાદાને ધારણ કરે છે, જેથી બ્રહ્મથી ભિન્ન કંઇ નથી પણ મંદ બુદ્ધિવાળાને ઉપાસનાની સિદ્ધિ માટે બ્રહ્મના પરિમાણનું કથન છે જેથી પરિમાણના કથનથી બ્રહ્મથી ભિન્ન કંઇ વસ્તુની સિદ્ધિ થતી નથી. કારણ એકજ જાગૃત આદિ અવસ્થામાં બુદ્ધિ આદિની ઉપાધિથી વિશેષ વિજ્ઞાનવાળો (જીવ) કહેવાય છે અને સુષુપ્તિમાં એ ઉપાધિની શાંતીથીજ બ્રહ્મ સાથ ઐકયતા પામ્યો કહેવાય છે. જેથી ઉપાધિના તિરોભાવથી સ્વસ્વરૂપ વડેજ બ્રહ્મની સાથ જીવનો ભેદ નિવૃતિરૂપ સંબંધ સંભવી શકે છે. બ્રહ્મથી ભિન્ન અન્ય વસ્તુનો નિષેધ હોવાથી અને સર્વાંતરની શ્રુતિથી પણ બ્રહ્મથી અન્યનો નિષેધ હોવાથી બ્રહ્મથી ભિન્ન કોઇ પણ ચેતન કે જડ વસ્તુ નથી, એ તત્ પદ લક્ષ્ય સંશોધન છે.

શુભ અશુભ અને વ્યામિશ્ર એ ત્રણ પ્રકારના કર્મ, અને સુખ દુઃખ અને વ્યામિશ્ર એ ત્રણ પ્રકારનું ફળ ઇશ્વરથીજ થાય છે. કારણ ઇશ્વરજ સર્વે અધ્યક્ષ અને ઉત્પત્તિ સ્થિતિ અને લયના કર્તા છે અને ઇશ્વર સર્વ કર્મના ફળ-દાતા છે. ઇશ્વરજ આ જગતના હેતુ છે. સર્વકર્માનુરૂપ પ્રજા સૃજવી એજ એનો ફળ હેતુ છે. જીવોએ કરેલા કર્મની અપેક્ષાએ વિચિત્ર સૃષ્ટિ સૃજે છે એમ કહેવામાં કોઇ પણ દોષની પ્રાપ્તિ થતી નથી. વાસ્તે અંતઃકરણરૂપ ઉપાધિ સહિત ચૈતન્ય, "હું" એવા જ્ઞાનના વિષય રૂપે કર્તા કર્મમાં ભાસે

છે અથવા જે અંતઃકરણમાં ઉપાધિયુક્ત જ્ઞાન સ્વરૂપ છે તે ત્વંપદ લક્ષ્ય સંસોધન છે. સારાંસ એજ કે અદ્વિતીય આનંદસ્વરૂપ જે "તત્" પદનો લક્ષ્યાર્થ તેજ "ત્વં" પદનો લક્ષ્યાર્થ જ્ઞાનસ્વરૂપ પ્રત્યેક આત્મા છે. અથવા ચિન્માત્રા પ્રત્યગાત્માં "ત્વં" પદનો અર્થ છે અને અવિનાશી જ્ઞાનરૂપ, અનંતરૂપ અને આનંદરૂપ પરમાત્મા "તત્" પદનો અર્થ છે તત્ પદનો વાચ્યાર્થ ઇશ્વર અને લક્ષ્યાર્થ સચ્ચિદાનંદ બ્રહ્મ છે. અને ત્વં પદનો વાચ્યાર્થ જીવ અને લક્ષ્યાર્થ આત્મા છે.

## ઉપાસના.

સર્વ વેદાંતમાં ઉપાસના એકજ છે. ઉપાસનાના પ્રકારના ભેદનો સંભવ હોવાથી પણ વિધા એકજ છે. વેદ પણ એ વિધાનું એકપણું દેખાડે છે. વેદ વચન પણ સર્વ વેદાંતમાં વિધાના એકપણાના ઉપદેશ વડે વિધાનું એકપણું દેખાડે છે. તેમજ સર્વ શાખાઓમાં વિધાનું એકપણું છે. જેથી શબ્દ બ્રહ્મરૂપ શાસ્ત્રમાં કુશલ અને જ્ઞાન વિજ્ઞાનમાં તત્પર થયલા બુદ્ધિમાન પુરૂષો, શાસ્ત્રોનો અભ્યાસ કરીને વેદોની ભિન્ન ભિન્ન શાખાઓમાં જ્ઞાન એક પ્રકારનું છે એમ જાણી લઈ સર્વ શાસ્ત્રનો ત્યાગ કરે છે અને સર્વ શરીરમાં આત્મા ગુપ્તરૂપે રહયો છે એમ જાણી અંતઃકરણવડે સર્વદા તેનું ચિંતન કરે છે.

સર્વત્ર બ્રહ્મનો અભેદ હોવાથી આનંદ આદિ બ્રહ્મના ધર્મ સર્વત્ર જાણવા એજ બ્રહ્મના ધર્મોનું સાર્વત્રિકપણું છે સત્ય, જ્ઞાન અને આનંદ આદિ ધર્મો બ્રહ્મસ્વરૂપના પ્રતિપાદન માટે કહેવામાં આવે છે કારણ ઇન્દ્રિયોથી વિષય પર છે વિષયોથી મન પર છે પણ પુરૂષથી પર કોઇ નથી ત્યાં સીમા છે. તે પરાગતિ છે તે પુરૂષરૂપ બ્રહ્મને જાણવો જોઇએ. જ્ઞાની મૃત્યુના મુખથી સારી રીતે મોકળો થાય છે. ઇન્દ્રિય આદિ સર્વ અનર્થ સમુહથી પુરૂષ (આત્મા) પર છે એવા જ્ઞાનમાંજ મોક્ષ સિદ્ધિરૂપ ફળ જેવામાં આવે છે. આ આત્મા (પુરૂષ) સવે ભુતોમાં ગુઢ છે તેથી અપાન દ્રષ્ટિ વડે તે દેખાતો નથી, તે સુક્ષ્મદર્શી પુરૂષની સુક્ષ્મબુદ્ધિના અગ્ર ભાગથી દેખાય છે. આત્મા શબ્દ વડે પરમાત્માનું ગ્રહણ થાય છે. મહા ભુતોની સૃષ્ટિ પરમાત્મા વડે થાય છે. લોક સૃષ્ટિ પ્રજાપતિ વડે થાય છે, જેથી આત્મા શબ્દ વડે બન્નેનું ગ્રહણ થાય છે.

વિદ્યાના સામર્થ્યવડે વિદ્વાનના પુણ્ય પાપનો દેહત્યાગ પુર્વે ક્ષય થાય છે. અને તેમજ તેની સાધક અવસ્થામાં યમાદિના અનુષ્ઠાનના સંભવ દ્વારા નિમત્ત નૈમિતિકનો દેહપાતની પુર્વેજ પુણ્ય પાપનો ક્ષય થાય છે.

સગુણ વિદ્યા દેવાયન માર્ગ પ્રાપ્ત કરાવે છે ત્યારે નિર્ગુણ વિદ્યા તો અધિકારમાં નિયુક્ત અધિકારને પ્રાપ્ત કરનારૂં પ્રારબ્ધ રહે ત્યાંસુધી જીવનમુક્તપણે સ્થિત રાખે છે. પ્રારબ્ધ ભોગનો ક્ષય થયે કૈવલ્યને અનુભવે છે. એક ગૃહમાંથી બીજા ગૃહમાં જવાની પેઠે સ્વતંત્રપણે અન્ય દેહમાં સંચાર કરતાં છતાં જ્ઞાન અને યોગના બળથી તેઓ શોક કરતા નથી, એમ બહુ જન્મને આપનારૂં તે પ્રારબ્ધ પુરૂં થયે વિદેહ કૈવલ્યને પમાડે છે.

વિશેષ બ્રહ્મના નિરાકરણરૂપ બ્રહ્મપ્રતિપાદનના પ્રકારનું સર્વત્ર સમાનપણું હોવાથી તથા સર્વત્ર પ્રતિપાદ્ય બ્રહ્મ તે જ હોવાથી અક્ષરબ્રહ્મમાં વિશેષના નિષેધની બુદ્ધિઓનો સર્વત્ર ઉપસંહાર કરવો જોઇએ. જીવ ઇશ્વર એકજ છે, શરીર રૂપ એક વૃક્ષમાં એકત્ર રેહે છે; તેમાં એક કર્મફળ ભોગવે છે અને બીજો નહી ભોગવતા છતા જુએ છે એથી વિદ્યાનું એકપણું છે. દેહ આત્મા નથી, આત્મા દેહથી ભિન્ન છે, દેહના ભાવમાં પણ જ્ઞાન સ્મૃત્યાદિ નહી હોવાથી જ્ઞાનની પેઠે આત્માનો સદ્ભાવ છે.

ઉપાસનામાં ભેદ નથી પણ ઉપાસ્યના ગુણનો ભેદ હોવાથી ઉપસનાના બે પ્રકાર છે. એક વિકલ્પ અને સમુચ્ચય. વિકલ્પ એટલે જે ઉપાસનામાં કોઇ પણ તરેહની કલ્પના હોતી નથી જેથી એ ઉપાસના સાક્ષાત્કાર કરે છે. જ્યારે ઉપાસના કામ્ય (એટલે ફળહેતું વાળી) હોય છે ત્યારે તેને સમુચ્ચય એટલે કામ્ય ઉપાસના કેહેવામાં આવે છે. એક વિદ્યામાં બીજી વિદ્યા મેળવાવાને બમુચ્ચય કેહે છે પણ એ નિર્ણય કામ્ય ઉપાસનાઓને લાગુ પડતો નથી.

સમુચ્ચય ઉપાસનામાં ચિત્ત વિક્ષેપનો હેતુ હોવાથી તેમાં સાક્ષાત્કારપણાનો અસંભવ છે. કામ્ય ઉપાસનાઓમાં વિકલ્પનો અભાવ હોય છે જેથી તેમાં ઇચ્છાનુસાર સમુચ્ચય કરે અથવા ન કરે કારણ તેમાં સાક્ષાત્કાર થતો નથી. કામ્ય ઉપાસના ત્રણ પ્રકારની છે, અહંગૃહ તટસ્થ અને અંગાશ્રિત અથવા અંગાવબદ્ધ. અહંગૃહમાં ઉપાસ્યનું જેમાં અભેદરૂપે ચિંતન કરવામાં આવે છે. તટસ્થમાં એક પ્રકારની વસ્તુમાં શાસ્ત્ર વિધિ પ્રમાણે અન્ય પ્રકારનું ચિંતવન કરવામાં આવે છે. અંગાવબદ્ધમાં ઉદગીથ આદિ કર્મના અંગને અવલંબન કરીને કરવામાં આવે છે તે ઉપાસના. અહંગૃહોપાસનાની ફળ ઉત્પત્તિ ઉપાસ્યના સાક્ષાત્કાર થાય છે, અને તટસ્થ ઉપાસનાની ફળ ઉત્પત્તિ અદૃષ્ટ ઉત્પાદનદ્વારા છે જેથી એ બેમાં ભેદ છે, અને ભેદ હોવાથી અહંગૃહના અનુષ્ઠાન પ્રમાણે. તટસ્થના

અનુષ્ઠાનનો નિયમ થઇ શકતો નથી, અંગાશ્રિત ઉપાસનાઓ ઇચ્છાનુ-સાર કરવા યોગ્ય છે. કારણ તેમાં સમુચ્ચયનો નિયમ નથી. ઉપાસકની ઇચ્છાનુસાર સમુચ્ચય અથવા વિકલ્પ હોવાથી સમુચ્ચય અસિદ્ધ છે.

નિર્ગુણની ઉપાસનામાં વેદાંત વિહિત સ્વતંત્ર આત્મજ્ઞાનથી પુરૂષાર્થ સિધ્ધ થાય છે. કર્મના કર્તાપણા વડે આત્માનું કર્માંગપણું હોવાથી તેનું જ્ઞાન જે આત્મજ્ઞાનમાં ફળ શ્રુતિ છે તે, જેમ દ્રવ્ય સંસ્કાર અને કર્મમાં ફળ શ્રુતિઓ અર્થવાદરૂપ છે તેમ પુરૂષની સ્તુતિ માટે અર્થવાદ છે. દેહથી આત્મા ભિન્ન છે એવા જ્ઞાન વિના વૈદિક કર્મ થઈ શકે નહી અને તેવું જ્ઞાન વૈદિક કર્મમાં ઉપયોગી થઈ શકે નહી. પણ તેવું જ્ઞાન વૈદિક કર્મમાં ઉપયોગી છે અને કેવળ જ્ઞાન મોક્ષનો હેતુ નથી પણ કર્માંગપણું જરૂરનું છે એમ બોલનારના નિરાકરણમાં કહેવામાં આવે છે કે કર્તા ભોકતા અને શરીર માત્રથી ભિન્ન એવા સંસારી જીવાત્માનો વેદાંતમાં ઉપદેશ કર્યો નથી પણ તેનાથી અધિક એટલે કર્તૃત્વ આદિ સંસારધર્મ રહિત અને અપહત પાપ્મત્વ આદિ વિશેષણવાળા પરમાત્માનો વેદપણા વડે ઉપદેશ કર્યો છે. પરમાત્માનું જ્ઞાન કર્મનું પ્રવર્તક નથી તેથી આત્માજ્ઞાનનું કર્મશેષપણું નથી.

શ્રુતિઓ જીવાત્માથી અધિક પરમાત્માનો ઉપદેશ કરે છે, કારણ પર-માત્માજ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે, અને જીવપણું ઉપાધિકૃત છે. શ્રુતિઓ પણ જ્ઞાનનું અકર્માંગપણું દરશાવે છે. શ્રી યાજ્ઞવલ્કય શુક્ર આદિ આચાર્યોમાં પણ અકર્મનિષ્ટપણું હતું. જ્ઞાન અને કર્મનો વિભાગ છે. ઇચ્છાવાળા સંસારી પુરૂષ સાથ કર્મ જાય છે. અને ઇચ્છા રહિત મુમુક્ષ સાથ વિધા કહેતાં જ્ઞાન જાય છે. નિયમ વિધિ સંસારી એટલે અવિદ્વાન માટે છે. જેઓનો સંસારમાં રાગ છે તેને માટેજ વિધાન છે. શ્રુતિ જ્ઞાન સામર્થ્યથી કર્માધિકારના હેતુ, ક્રિયા, કારક અને ફળરૂપ અવિધાકૃત સમસ્ત પ્રપંચના વિનાશને કહે છે. વેદાંત કેહેલો આત્મજ્ઞાન પૂર્વક કર્માધિકારની સિદ્ધિ નથી, વાસ્તે આત્મજ્ઞાનનું સ્વતંત્રા પણું સિધ્ધ થાય છે. એ જ્ઞાન સંપાદન કરવાને આશ્રય ધર્મની જરૂર નથી, પણ સમાનપણે સર્વેને માટે છે તેમજ આશ્રમ કર્મોની અપેક્ષા નથી.

યજ્ઞ આદિ કર્મ બહિરંગ સાધના છે અને શમ દમ આદિક અંતરંગ સાધના કહેવાય છે. દુરના એટલે જિજ્ઞાસામાં ઉપયોગી થનારા સાધનો બહિ-રંગ સાધના અને સમિપના એટલે જ્ઞાનના ઉપયોગી થનારા સાધનો અંતરંગ સાધનો કહેવાય છે. વાસ્તે એ સર્વે આશ્રય કર્મો જ્ઞાનની ઉત્પત્તિમાં અપેક્ષા

કરવા યોગ્ય છે કારણ એ કર્મો મુમુક્ષુઓને જ્ઞાન સાધનરુપ થાય છે. જ્ઞાનની ઉત્પત્તિમાં સર્વ આશ્રમ કર્મોની અપેક્ષા છે પણ ઉત્પન્ન થયલા જ્ઞાન અને મોક્ષરુપ ફલ સિદ્ધિમાં કંઇ કર્મની અપેક્ષા નથી.

પ્રાણોપાસકને સ્વસ્થાવસ્થામાં ભક્ષ્યાભક્ષ્યનો ભેદ છે પણ પ્રાણનાશક આપત્તિમાં સર્વ અન્ન (ભક્ષ્યાભક્ષ) ની સર્વ શાસ્ત્રની અનુમતિ છે એટલે આપત્તિ કાળમાં અભક્ષ્યનુ ભક્ષણ કરવા બાધ નથી પણ બંને અવસ્થામાં શુરાપાનનો નિષેધ છે. જેથી ઉપાસક ઉચ્છિષ્ટ અન્ન તથા જળનું ભક્ષણ ન કરવું. એમ કરવાથી જ્ઞાન સંપાદનમાં હરકત કરતા થાય છે.

જીવે ત્યાંસુધી કર્મ કરવું એ શ્રુતિ વચન અમુમુક્ષુને આશ્રમ રિહત કર્મનું અનુઠાન કરવા માટે છે, જેથી વિદ્યા કહેતાં જ્ઞાનના કર્મમાં સાધનરૂપ થવા પાત્ર થાય. એ કર્મ વિદ્યાની પ્રાપ્તિ પર્યંત કિવાં ચિત્ત શુદ્ધિ પર્યંત કરવાનાં છે. એ આશ્રમધર્મકર્મ વિદ્યાના ઉપકારક છે કારણ તે કરવાથી રાગ દ્વેષ આદિ કલેશોનો તે પરાભવ કરે છે આશ્રમિઓ પણ એ વિદ્યા સંપાદાન કરવાના અધિકારી છે અને આશ્રમ કર્મ વિના તેઓ પણ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ફરક માત્ર એટલોજ કે અનાશ્રમિપણાથી આશ્રમિપણું સ્વલ્પકાલમાં જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારૂં હોવાથી શ્રેષ્ટ છે. અનાશ્રમિઓને જ્ઞાનના સાધનભુત આશ્રમ કર્મના અભાવ છતાં જ્ઞાન ઉત્પત્તિનું કારણ એ છે કે તેઓને જન્માંતરમાં અનુષ્ટાન કરેલા આશ્રમ કર્મોવડે પણ વિદ્યાનો અનુગ્રહ સંભવે છે. પુરૂપ માત્રના જપ ઉપવાસ અને દેવતા આરાધના આદિરૂપધર્મવિશેષવડે પણ તેઓના ઉપર વિદ્યાનો અનુગ્રહ સંભવે છે.

આશ્રમિઓ (સન્યાસીઓ આદિ) પતિત થાય એટલે આશ્રમથી વિરુદ્ધ વર્તન કરે તો તેઓને પ્રાયશ્ચિતનો સદ્ભાવ છે એટલે શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પ્રાયશ્ચિત કરવું જોઇએ અને એ ઉપરાંત સર્વ ઉપપાતકોમાં અને માહા પાતકોમાં રાત્રિના છેલા પ્રહરમાં બ્રહ્મ ધ્યાન સારી રીતે કરે. આવા પાતકોમાં પ્રાયશ્ચિત વડે પર લૌકિક અશુદ્ધિ દૂર થાય છે, પણ ઐહિક અશુદ્ધિ અનુવર્તે છે. માટે તેવા લોક સાથ વ્યવહાર કરવો યોગય નથી.

ફળવાળી ઉપાસનાઓ યજમાને કરવી જોઇએ એવો નિયમ નથી કારણ બ્રાહ્મણોથી કરાવવાથી એનું ફળ યજમાનને મળે છે, તથા દક્ષણા આદિ વડે બ્રાહ્મણ તેનું ફળ યજમાનને આપે છે કારણ યજ્ઞ આદિ કાર્યમાં જે કાંઇ પ્રાર્થના ભણે છે તે યજમાનને માટેજ ભણાય છે.

મૌન (નિદિધ્યાસન) એ જ્ઞાનના ઉપકારક છે. અવિધિ પ્રધાન જ્ઞાન (મહા) વાકયમાં જ્ઞાનના ઉદયને માટે તેના ઉપાયના અભ્યાસમાં પ્રવૃત્ત થયલાને, ભેદ દર્શનના પ્રબળપણાના હેતુથી બ્રહ્મપ્રાપ્તિ ન થાય ત્યાં સુધી શ્રવણ અને નિદિધ્યાસનનું વિધાન છે. જ્યાં સુધી ઉપાસક જ્ઞાન, અધ્યન અને ધાર્મિકપણા વડે પોતાને નહી પ્રકટ કરતો છતો દંભ દર્પ આદિ રહિત થાય ત્યાંસુધી એ વિધાના પ્રવર્તકને બાલ્ય કહેવાય છે. અને જ્યારે જ્ઞાનેન્દ્રિયના અને કર્મેન્દ્રિયના પરવશપણાને ત્યજીને આ લોકમાં પ્રારબ્ધવશાત્ ભ્રમણ કરે છે અને અપ્રકટ ધર્મ ચિન્હ અને અપ્રકટ આચારવાલો થાય છે. ત્યારે તેને વિદ્વાન કેહેવામાં આવે છે અને તેનેજ પરમહંસ કેહે છે. આત્મા જ્ઞાન એજ તેનું યજ્ઞોપવીત છે અને ધ્યાનનિષ્ટા એ શિખા છે.

ભોગ દેનારા કર્મોના વિપાકની ઉપસ્થિતિરૂપ પ્રતિબંધ વિદ્યમાન ન હોય તો આ જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, અને જો પ્રતિબંધ વિદ્યમાન હોય તો જન્માંતરમાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, કારણ "અમોને આ જન્મમાંજ જ્ઞાન સિદ્ધિ થાઓ" એવી પ્રબળ જ્ઞાન ઇચ્છા સર્વને હોતી નથી અને તેથી જ્ઞાન સાધનમાં ઉત્તમોત્તમ પ્રવૃત્તિ પણ સર્વમાં હોતી નથી. શ્રવણ આદિ વડે ઉત્પન્ન થનારૂં જ્ઞાન પણ પ્રતિબંધની અપેક્ષા વડેજ ઉત્પન્ન થાય છે. જ્ઞાનના ફળ મુકિતનો નિયમ નથી કેમકે સર્વ ઉપનિષદોમાં બ્રહ્મરૂપ મોક્ષ અવસ્થાના એકરૂપનો નિશ્ચય છે. બ્રહ્મજ મોક્ષ અવસ્થા અને એકરૂપ છે માટે મોક્ષ પણ એકરૂપજ છે. શ્રુતિઓ બ્રહ્મના એકરૂપત્વનો નિશ્ચય કરે છે, મુકિતના સાધનરૂપ નિર્ગુણજ્ઞાનના ભેદના અભાવથી તેના ફળરૂપ મોક્ષના ભેદના નિયમનો અભાવ છે. સગુણ વિધામાં ગુણનો સદ્ભાવ હોવાથી તેમાં ફળ ભેદનો સંભવ છે પણ નિર્ગુણ વિધામાં ગુણનો અભાવ હોવાથી તેમાં ફળ ભેદ સંભવતો નથી.

## શ્રવણ મનન આદિ વિશે કર્તવ્યતા.

વેદાંતવાકયવડે પ્રતિપાદિત અર્થનું અનુસંધાન તે શ્રવણ; યુક્તિવડે સંભાવિતપણાનું અનુસંધાન તે મનના અને તે બંનેવડે સંશય રહિત થયલા અર્થમાં સ્થાપન કરેલા ચિત્તની એકતાનતા ને નિદિધ્યાસન કહેવાય છે. શ્રવણ, મનન આદિ સાધકને તત્વ સાક્ષાત્કાર પર્યંત વારંવાર અનુષ્ઠાન કરવું અવસ્ય છે. જે શુદ્ધ અને એકાગ્ર ચિત્તવાળા મુમુક્ષુઓ **તત્વમસિ** મહાવાકયનો એકવારના યથાયોગ્ય શ્રવણથી બ્રહ્માત્મપણાનો અનુભવ કરવાને શકિતમાન છે, તેમને શ્રવણ આદિના ફરીથી અભ્યાસની અપેક્ષા નથી. પણ જેઓ અધિકારની ન્યુનતાને લીધે એકવારના ઉપદેશથી તેવો અનુભવ કરવાને

અશક્ત છે તેમને અભ્યાસની અપેક્ષા છે. **तत्वमसिः**—ત્વં પદાર્થ અને તત્ પદાર્થ, તત્ પદ વડે સત્ય જ્ઞાન અનંત વિજ્ઞાન અને આનંદરૂપ અજર અને અમર એવું બ્રહ્મ કહેવાય છે. અજ શબ્દથી ભાવવિકારનો નિષેધ કરેલો છે. સર્વ સંસાર ધર્મ રહિત અનુભવરૂપ બ્રહ્મનામવાળો આ તત્ પદનો અર્થ વેદાંતનું રહસ્ય જાણનારાઓને પ્રસિદ્ધ છે અને ત્વં પદનો અર્થ ચૈતન્ય રૂપ પ્રત્યગાત્મા છે. જેઓને એ બે પદના અર્થો અજ્ઞાન સંશય અને વિપર્યવડે પ્રતિબંધ પામેલા છે તેમને આ માહાવાક્ય પોતાના અર્થમાં પ્રભા ઉપજાવી શકતું નથી. વાક્યાર્થ જ્ઞાનનું પદાર્થ જ્ઞાનપુર્વકપણું હોવાથી પદાર્થ વિવેકના પ્રયોજનવાળો શાસ્ત્ર અને યુકિતનો અભ્યાસ તેવા મંદ અધિકારીઓને અવશ્યનો છે. આત્મા નિરંશ છે ખરો તો પણ તેમાં દેહ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને વિષય જ્ઞાન આદિ બહુ અંશપણું અધ્યારોપિત છે. એક નિશ્ચયવડે એક અંશ દુર થાય છે બીજા નિશ્ચયવડે બીજો અંશ ત્રીજાવડે ત્રીજો અંશ, એમ કરતા કરતા તેમાં ક્રમવાળુ જ્ઞાન થાય છે વાસ્તેજ તેવા અધિકારીઓને શાસ્ત્ર અને યુકિતનો અભ્યાસ નિરર્થક નથી. "સર્વ દુઃખ વિમુકત એક ચૈતન્યરૂપ હું છું" એજ આત્મા અનુભવ અને ત્યાંજ સર્વ કર્તવ્યની સમાપ્તિ છે.

તત્વ જ્ઞાન માટે ધ્યાન અભ્યાસ કાળે આત્મા ઇશ્વર છે એમ ઇશ્વરને આત્માપણા વડે ગ્રહણ કરવું અને "હું બ્રહ્મ છું" એમ ધ્યાન કરવું પણ પ્રતિકમાં (પ્રતિમામાં.) આત્મા બુદ્ધિ કર્તવ્ય નથી કારણ ઉપાસક પ્રતિકને આત્માપણા વડે અનુભવતો નથી, તેમાં ઉપાસક અને પ્રતિકનો ભેદ રહે છે અને તેથી પ્રતિકમાં આત્મા બુદ્ધિ કરવી યુકત નથી.

ઉપાસના બેસીને કરવી યોગ્ય છે, કારણ મન અને દેહનું ભિન્નપણું છતાં પણ દેહ ચાંચલ્યમાં મનનું અનવસ્થાપણું હોવાથી મન વ્યાપાર રૂપ ઉપાસનામાં દેહની સ્થિરતા માટે આસનના નિયમની અપેક્ષા છે. ઉભા રહીને પણ ઉપાસના થઇ શકતી નથી કારણ તે કાળે મન દેહ ધારણામાં વ્યાપારવાલું હોવાથી સુક્ષ્મ વસ્તુનું નિરક્ષણ કરવામાં સમર્થ થતું નથી. સુતાં સુતાં ઉપાસના થઇ શક્તી નથી કારણ સુતેલો પણ અકસ્માતજ નિંદ્રાને પરાભવ પામે છે. માટે ઉપાશકને બેસીને ઉપાસના કરવાની અવશ્યકતા છે કારણ તેવી સ્થિતિમાં પુર્વોક્ત બહુ દોષોનો અભાવ હોય છે તેથી તે અવસ્થામાં ઉપાસના ઇષ્ટ છે. ઉપાસના એજ ધ્યાન છે. ધ્યાન કાલે અંગચેષ્ટાઓ અતિ શિથિલ હોય છે દૃષ્ટિ સ્થિર હોય છે ને ચિત્ત એક વિષયમાં તલ્લીન થાય છે જે

એટલાથીજ સુખ પૂર્વક થાય છે. અચળપણાની અપેક્ષા એ ધ્યાન કરવા યોગ્ય છે. જયાં એકાગ્રતા થાય ત્યાંજ ઉપાસના કરવી એવો નિયમ છે. દશા આદિનો નિયમ નથી. મરણ પર્યંત ઉપાસનાની આવૃતિ કરવી અવસ્ય છે કેમકે જેમ કર્મો જન્માંતરમાં ઉપભોગ્ય ફળનો આરંભ મરણ કાળમાં કરે છે તેમ ભાવનારૂપ વિજ્ઞાન પણ મરણકાળમાં પ્રાપ્તવ્ય ફળનો આરંભ કરે છે.

બ્રહ્મની પ્રાપ્તિમાં ઉત્તરના અને પુર્વના પાપનો ક્રમથી અસ્પર્શ અને વિનાશ થાય છે એમ શ્રુતિ છે. બ્રહ્મ સાક્ષાત્કાર થયે (ઉત્તર) આગામિ પાપનો સંબંધ થતો નથી, અને પુર્વના (સંચિત) પાપનો વિનાશ થાય છે જેથી નિર્ગુણ બ્રહ્મ વિધાની પ્રાપ્તિમાં પુર્વ સંચિત પાપના વિનાશ અને ઉત્તરના પાપનો વિનાશ છે, એટલે બ્રહ્મ વિધાની પ્રાપ્તિમાં પાપનો ક્ષય છે તેમજ પુણ્યનો પણ એ પ્રમાણે વિનાશ થાય છે જેથી વિદ્વાનને શરીર પાતમાં નિશ્ચય મુક્તિ થાય છે. પણ જેના ફળનો આરંભ થયો નથી એવા જન્માંતરનાં સચિંત અને જ્ઞાન ઉત્પત્તિની પુર્વના આ જન્મના સંચિત પુણ્ય પાપ જ્ઞાન પ્રાપ્તિથી નાશ પામે છે પણ જે કર્મોએ ફળનો આરંભ કર્યો છે અર્થાત્ જે કર્મ વડે આ શરીર નિર્માણ થયું છે અને જે કર્મના કેટલાક ફળ ભોગવાઇ ગયા છે તે કર્મ નાશ પામતાં નથી તે તો શરીરની અવધિએજ નાશ પામે છે. તત્વ જ્ઞાન વડે અવિધાનો આવરણ કરનાર અંશ નિવૃત્ત થાય છે પણ વિક્ષેપ કરનાર અવિધાલેશ કેટલો સમય રહે છે જેથી બાધ પામેલું શરીર પણ તેટલો સમય પ્રતિત થાય છે. અગ્નિહોત્રાદિ જ્ઞાનના ફળ માટેજ છે. કારણ એ વૈદિક નિત્ય કર્મ છે, નિત્ય કર્મથી ચિત્ત શુદ્ધિ, ચિત્ત શુદ્ધિથી જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષ છે. જ્યાંસુધી જ્ઞાની પ્રારબ્ધથી મુકત થતો નથી ત્યાંસુધી તેને વિદેહ કૈવલ્યમાં વિલંબ થાય છે. પ્રારબ્ધ કર્મના ઉપભોગ વડે ક્ષય કરીને જ્ઞાની બ્રહ્મને પામે છે. વિક્ષેપ કરનાર જે અવિધા લેશ વડે ભેદ દર્શનની અનુવૃત્તિ હતી તે અનુવૃત્તિ, જ્ઞાનીના દેહપાત કાલે અવિદ્યા લેશની નિવૃત્તિ થવાથી નિવૃત્ત થઈ જાય છે. કર્માશયનું મુળ જે અવિધા તેનો જ્ઞાન અગ્નિ વડે નિઃશેષ નાશ થવાથી જ્ઞાનીને પુનઃ સંસાર પ્રાપ્તિ નથી તેથી તેના દેહ પાત થયે તેને વિદેહ કૈવલ્યનીજ પ્રાપ્તિ થાય છે.

## મરણ સમયની ઉત્ક્રાંતિ (ગમન).

વાક વૃત્તિ મનમાં લીન થાય છે. આથી સર્વ ઇન્દ્રિયો વૃત્તિ દ્વારા મન પાછળ દોડે છે. મન પ્રાણમાં વિલય પામે છે અને પ્રાણ જીવમાં લીન થાય છે એમ પ્રાણનું ઉપગમન અને અનુગમન અને અવસ્થા કહેનારી શ્રુતિઓથી

જણાય છે. એ પ્રાણ સંયુક્ત જીવ તેજ સહિત સુક્ષ્મ ભૂતોમાં સ્થિત થાય છે પણ તેજમાં સ્થિત થતો નથી. અહંગૃહ ઉપાસકની દેવાયન માર્ગની પ્રાપ્તિના આરંભથી પૂર્વની ઉત્ક્રતિ અજ્ઞાનીના સમાન છે. ઉપાસક સુષુમ્નાનાડી-દ્વારા દેવાયન માર્ગને પ્રાપ્ત થાય છે અને અવિદ્વાન તેને પ્રાપ્ત થતો નથી, એટલો વિશેષ છે. ઉપાસક અપર વિદ્યાના સામર્થ્યથી અવિદ્યા કલેશનો અત્યંત દગ્ધ નહી કરીને આપેક્ષિક અમૃતપણાને ઇચ્છે છે માટે માર્ગનો ઉપક્રમ અને ભુતાશ્રયપણું તેને સંભવે છે. કારણ જ્યાંસુધી યથાર્થ જ્ઞાનદ્વારા સંસારની નિવૃત્તિ થતી નથી ત્યાંસુધી અજ્ઞાની જીવોને તેજ આદિ ભુત સુક્ષ્મમાં લય પામે છે. મરણ વખત તેમનો અત્યંત લય માનીએ તો વિધિ શાસ્ત્ર તથા વિદ્યા શાસ્ત્ર નિરર્થક થાય. મિથ્યા જ્ઞાન વડે ઉપજેલો બંધ સમ્યક જ્ઞાન વિના નાશ થતો નથી જેથી બ્રહ્મનું ઉપાદાન કારણપણું છતાં સુષુપ્તિ અને પ્રલયની પેઠે બીજભાવ અવશેષ રહે છે.

શરીરમાંથી નિકળનારા જીવના આશ્રયરૂપ જે અન્યભૂતો સહિત તેજ છે તે પરિણામથી અને સ્વરૂપથી સુક્ષ્મ છે અને એ તેજ (લિંગ-શરીર) આ શરીરમાંથી નિકળે છે ત્યારે સુક્ષ્મ નાડીદ્વારા નિકલે છે તેથીજ એનું સુક્ષ્મપણું જણાય છે. સુક્ષ્મપણાથી સુક્ષ્મ નાડીમાં સંચારનો સંભવ થઇ શકે છે અને સ્વચ્છપણાથી તેના અપ્રતિવાતનો સંભવ થઇ શકે છે આથીજ દેહથી નિકળેછે ત્યારે સમિપમાં સ્થિત રહેલા પુરૂષોને તે જણાતું નથી. સુક્ષ્મપણા-થીજ દેહ આદિ નિમિત્તવડે સ્થુળ દેહના વિધ્વંસવડે પણ સુક્ષ્મ દેહનો વિધ્વંસ થતો નથી. સુક્ષ્મ શરીરના સંબંધથીજ આ જીવીત શરીરમાં સ્પર્શવડે જણાતો આ ઉષ્ણ સ્પર્શ છે. મૃત અવસ્થામાં દેહ અવસ્થિત છતાં અને શરીરના રૂપ આદિ ગુણો વિદ્યમાન છતાં પણ ઉષ્ણતા જણાતી નથી, આથી પ્રસિધ્ધ શરીરથી ભિન્ન આ ઉષ્ણતાનો આશ્રય સુક્ષ્મ દેહ છે એમ સંભવે છે અને શ્રુતિ પણ એજ અર્થ બતાવે છે.

જ્ઞાનીના પ્રાણોની ઉત્ક્રાંતિ આ દેહથી થતી નથી, અજ્ઞાનીને ઉતક્રમણ એને સંસાર ગમન સંભવે છે. જ્ઞાનીને તે બને સંભવતાં નથી. કારણ અન્ય શ્રુતિઓ જ્ઞાનીને ઉત્ક્રાંતિ અને સંસાર ગમનનો અભાવ સુચવે છે. વળી જેના કામ્ય કર્મ અત્યંત ક્ષીણ થઇ ગયા છે એવા બ્રહ્મરૂપ બ્રહ્મવિત્તાને નિમિત્તના અભાવથી ઉત્ક્રાંતિ અને ગતિ સંભવી શકતી નથી કારણ બ્રહ્મવેત્તાની ગતિ અને ઉત્ક્રાંતિના અભાવનું માહાભારતમાં સ્મરણ છે.

બ્રહ્મવેત્તાની પ્રાણશબ્દ વાચ્ય ઇન્દ્રિયો અને ભૂતો પરમાત્માંજ લીન થાય છે. જેમ નદી સમુદ્ર ને મળી સમુદ્રમાંજ લીન થાય છે તેમજ સર્વત્ર

બ્રહ્મ દેખનાર જ્ઞાનીની, પુરૂષમાં કલ્પીત પ્રાણ શ્રધા આદિ આ સોળ કળાઓ જ્ઞેય પુરૂષ (આત્મા) ને પામી તેમાંજ લીન થાય છે. વ્યવહારિક દષ્ટિએ એ કળાઓ પોતપોતામાં ઉપાદાનકારણમાં લય પામે છે અને પારમર્થિક દૃષ્ટિએ બ્રહ્મવેત્તાનો સકળ કલાઓનો સમૂહ બ્રહ્મમાંજ લય પામે છે એટલે પુર્નજન્મની યોગ્યતા વિનાનો નિર્વિશેષ લય થાય છે.

વાક આદિ સર્વ ઇન્દ્રિયો ઉપસંહૃત (નજીક સંકોચ) થઇ ગઇ છે એવા ઉત્ક્રમણ કરવા તત્પર થયેલા જીવનું હૃદય સ્થાન છે તેના નાડી મુખનું ભાવિસ્ફુળસ્ફુરણ અને તે વડે પ્રકાશિ નિકળવાના ચક્ષુ આદિ દ્વાર એ બન્ને ઉપાસકને અને અનઉપાસકને વિશેષ સમાન છે. પણ ઉપાસક ઉપાસનાના સામર્થ્યથી અને ઉપાસનાની ઉપકારક જે સુષુમ્ણા નાડીદ્વારા ગતિ છે તે ગતિના અનુસ્મરણના યોગથી હૃદયમાં સ્થિત ઉપાસ્ય બ્રહ્મના અનગ્રહથી બ્રહ્મભાવને પામેલો તે સો નાડીથી અધિક સુષુમ્ણા નાડીદ્વારા નિકળે છે અને અનઉપાસક બીજી નાડી દ્વારા નિકળે છે. સુષુમ્ણા નાડીદ્વારા ઉપાસક રસ્મિને (કિરણે) અનુસરી ઉર્ધ્વ ગમન કરે છે. તે ઉપાસક દિવસના મરે કે રાત્રિએ મરે તોપણ સમાનપણે રસ્મિને અનુસરનાર થાય છે. રાત્રિમાં મરનાર ઉપાસકને રશ્મિની પ્રાપ્તિ માટે સુર્ય ઉદયની વાટ જોવી પડતી નથી, કારણ નાડી અને કિરણના સંબંધની સ્થિતી દેહપર્યંત છે અને રાત્રિએ પણ વતાવરણમાં વઠ્ઠી ભાવ પામેલા અલ્પ કિરણોની અનુવૃત્તિ છે તેમજ દક્ષણાયનમાં ઉપાસકનું અવસ્ય ભાવી ફળપણાથી અને મૃત્યુનું અનિયત કાળપણું હોવાથી દક્ષિણાયનમાં મરનાર ઉપાસક ઉપાસનાનાં ફળને પામે છે. ઉત્તરાયણનું પ્રશસ્તપણું અજ્ઞાનિઓ માટે છે, જ્ઞાનીઓ અને ઉપાસક માટે નથી. ભગવદ્ આરાધના બુદ્ધિ વડે અનુષ્ટાન કરવું તે **યોગ** અને ધારણાપુર્વક અકર્તાપણાનો અનુભવ એ **સાંખ્ય-યોગ** અને **સાંખ્ય** સ્માર્ત છે જેથી દિવસ આદિ કાળનો વિનિયોગ તેઓને નથી, જોકે અનાવૃત્તિ માટે સ્મૃતિમાં કહ્યો છે.

પંચાગ્નિ વિધાવાળા નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળનારા અને અગ્નિના ઉપાસકો, બ્રહ્મલોકને સંપાદાન કરવા ઇચ્છતા, સર્વે એ માર્ગે જાય છે. ઉપાસનામાં ભેદ છે તોપણ ઉપાસ્ય બ્રહ્મના એકપણાથી બ્રહ્મ લોકને પ્રાપ્ત કરનારો એકજ માર્ગ છે એટલે પિતૃયાણથી ભિન્ન એકજ દેવાયન માર્ગે એ ઉપાસકો માટે છે. એ ઉપાસકો અમાનવ પુરૂષ કાર્યરૂપ (સગુણ) અપર બ્રહ્મ પ્રતિ લઇ જાય છે, કેમકે કાર્ય બ્રહ્મ એક દેશમાં હોવાથી તેમાં ગંતવ્યપણાનો સભંવ હોવાથી તે

પ્રતિ ગતિનો સંભવ થઇ શકે છે. પણ સર્વગતપણાથી અને જનારના પ્રત્યગાત્મપણાથી પરબ્રહ્મમાં તો ગંતપણું ગંતવ્યપણું કે ગતિ સંભવી શકતી નથી. પરબ્રહ્મના સમીપપણાથી કાર્યરૂપ અપર બ્રહ્મમાં પણ બ્રહ્મ શબ્દનો પ્રયોગ વિરોધ પામતો નથી. પ્રસિદ્ધ પર બ્રહ્મ, જે વિશુદ્ધ ઉપાધિના સબંધથી ક્વચિત્ મનોમયપણાદિરૂપ કોઇ કાર્ય ધર્મો વડે ઉપાસનાને માટે ઉપદેશ કરાયું છતાં, અપર બ્રહ્મ છે. બ્રહ્મલોકના પ્રળય કાળમાં તે લોકમાં યથાર્થ જ્ઞાન પામીને તે લોકના અધ્યક્ષ હિરણ્યગર્ભની સાથ એ બ્રહ્મલોકથી પર એવા પરિશુદ્ધ પરમાત્માના પરમપદને પામે છે. વસ્તુતાએ ગતિપુર્વક પરબ્રહ્મની પ્રાપ્તિ સંભવી શકતી નથી. જ્યારે મહાપ્રળય થાય છે ત્યારે હિરણ્યગર્ભના અંતમાં સર્વ બ્રહ્મ લોક નિવાસીઓ યથાર્થ જ્ઞાનને પામી, પરમપદને પામે છે.

નામ, વાક્ અને મન આદિ ઉપાસના તે પ્રતીક ઉપાસના કેહેવાય છે અને કાર્યબ્રહ્મની ઉપાસના એ અપ્રતીક ઉપાસના કહેવાય છે. કાર્ય બ્રહ્મની ઉપાસનામાં બ્રહ્મકૃતપણું (જેમાં બ્રહ્મનું ધ્યાન થાય છે) તે તેને પામે છે. પ્રતીક ઉપાસનામાં પ્રતીકનું પ્રધાનપણું હોવાથી તે ઉપાસનાનું બ્રહ્મકૃતપણું નથી અને તેથી પ્રતીકની ઉપાસના કરનાર બ્રહ્મલોક પ્રતિ જતા નથી. સર્વ ઉપાસકોને દેવાયન માર્ગની પ્રાપ્તિ કહી છે તે સર્વ સગુણબ્રહ્મના ઉપાસકને કહી છે, પ્રતીક ઉપાસકોને કહી નથી. પ્રતીકની ઉપાસના કરનારાઓને અપ્રતીકની ઉપાસના કરનારાઓના જેવી ફળ પ્રાપ્તિ નથી પણ બ્રહ્મ ઉપાસનામાં તો બ્રહ્મ-ના અવિશિષ્ટપણાથી ફળ વિશેષ છેજ નહી.

## નિર્ગુણ અને સગુણ ઉપાસકોની સ્થિતિ.

જ્ઞાની કોઈપણ દેવ લોકાદિ ઉપભોગસ્થાન પ્રાપ્ત કર્યા વગર સ્વઃ સ્વરૂપ વડે પરજ્યોતિને પ્રાપ્ત થઈ આત્મા સ્વરૂપ વડે અર્વિભાવ પામે છે. મોક્ષકાળમાં જ્ઞાની કોઇ અંગતુક વિશેષરૂપને પામતો નથી. મોક્ષ અવસ્થા અને જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓમાં ભેદ માત્ર એટલોજ છે કે જાગૃત દેહના અંધપણાદિ ધર્મવાળો હોય છે. સ્વપ્નમાં કોઇથી હણાયા જેવો, કિંવા પુત્રાદિના નાશથી રૂદન કરનારના જેવો હોય છે અને સુષુપ્તમાં વિશેષના અજ્ઞાનથી વિનષ્ટના જેવો હોય છે. એવી રીતે બંધ દશામાં કલુષિતરૂપે રહે છે. પણ મોક્ષમાં તો સર્વ દુઃખ રહિત જ્ઞાન સ્વરૂપ અને પુર્ણાનંદ સ્વરૂપવડે સ્થિત થાય છે. મોક્ષ અવસ્થાને પામેલો સર્વ પ્રકારના બંધથી મુકતજ છે. મોક્ષના ફળપણાની સિદ્ધિ પણ બંધના નિવૃત્તિ માત્રથીજ થાય છે. ઉપર જણાવેલો જ્યોતિ શબ્દ

આત્માનેજ કેહેલો છે પણ તેથી ભૌતિક જ્યોતિનું (દીપકનું) ગૃહણ થઈ શકતું નથી.

પરમાત્મા અભેદ રૂપેજ હોવાથી, મુકત પરમાત્માથી અભેદ રૂપેજ સ્થિત થાય છે. મુકિતના સ્વરૂપનું નિરૂપણ કરનારા શ્રુતિ વાકયો અને નદી, સમુદ્ર આદિના ઉદાહરણો અભેદનેજ દર્શાવનાર છે.

ઉપન્યાસ (ઉદ્દેશ-જ્ઞાન-ધર્મ વિશેષના કથન) થી અને સર્વજ્ઞ સર્વેશ્વર ઇત્યાદિ સિદ્ધ ધર્મના જેવા કથનથી મુકત પુરૂષ નિષ્પાપપણું, સત્યકામપણું, સત્ય સંકલ્પપણું, સર્વજ્ઞપણું અને સર્વેશ્વરપણું ઇત્યાદિ બ્રહ્મ સંબંધિ ધર્મોથી મુકત થઇને તે રૂપે સ્થિત થાય છે એમ એક મત છે. બીજો મત એવો છે કે આત્માના ચૈતન્યપણાથીજ કૈવલ્ય ચૈતન્યરૂપેજ મુકત સ્થિત થાય છે, પણ ત્રીજો પક્ષ જે શ્રેષ્ટ માનવામાં આવે છે અને જેમાં ધર્મના સત્ય અસત્ય પણાનો બાધ નહી આવે તે પક્ષ એમ કેહે છે કે પરમાર્થિક ચૈતન્ય માત્ર સ્વરૂપના અંગીકારમાં વ્યવહારની અપેક્ષાથી પુર્વોક્ત ઉપન્યાસ આદિ પ્રાપ્ત થયલા બ્રહ્મસંબંધી ઐશ્વર્યરૂપનો બાધ નથી. પરમાર્થિક અને વ્યવહારિક એ બન્ને સત્તાઓ ક્રમથી સત્ય અને અધ્યસ્ત હોવાથી તેમના ધર્મો પરસ્પરમાં વિરોધ પામતા નથી. જે ઇશ્વિરના ધર્મો છે તેજ મુકત ચિદાત્મામાં અન્ય જીવ વડે વ્યવહાર કરાય છે એટલે અખંડ અદ્વિતીય મુકતમાં પણ વ્યવહાર પક્ષે ઇશ્વરના ધર્મનો સંભવ છે. કેવલ સંકલ્પથી પિતૃઆદિનું સ્થાન પ્રાપ્ત થાય છે.

સગુણ-બ્રહ્મવેત્તાના સંકલ્પનું પ્રાકૃત પુરૂષના સંકલ્પથી વિલક્ષણપણું હોવાથી સંકલ્પના બળથીજ એમને પ્રયોજન પર્યંત ભોગ સાધનોની સ્થિરતા સંભવી શકે છે અને આથી વિદ્વાન અન્ય અધિપતિ વિનાનો થાય છે અને સ્વતંત્ર ગતિવાળો થઈ સર્વ લોકમાં વિચરે છે. કારણ ઈશ્વર ધર્મજ વિદ્વાનમાં આર્વિભાવ પામેલો છે તે તેના સંકલ્પનો ભંગ કરતો નથી. વિદ્વાન જ્યારે સશરીરપણાનો સંકલ્પ કરે છે ત્યારે સશરીર થાય છે અને જ્યારે અશરીરપણાનો સંકલ્પ કરે છે ત્યારે અશરીર થાય છે. જે સત્ય સંકલ્પપણાથી અને સંકલ્પના વિચિત્રપણાથી થાય છે. તેમજ તેના શરીરના અભાવમાં સ્વપ્નની પેઠે મોક્ષમાં પણ ભોગનો સંભવ હોવાથી વિદ્વાનને ભોગ અભાવનો પ્રસંગ નથી, કારણ મોક્ષ અવસ્થામાં વિદ્વાન કેવળ મન વડે સુક્ષ્મ ભોગોને ભોગવે છે. જેમ જ્યારે શરીર અને ઇન્દ્રિયોનો અભાવ હોય છે ત્યારે સ્વપ્ન અવસ્થામાં શરીર ઇન્દ્રિયો અને વિષયો અવિધમાન છતાં પણ માત્ર મનથીજ પ્રતીતિમાત્ર એવા સુક્ષ્મ ભોગોને જીવ ભોગવે છે, તેમ મોક્ષ અવ-

સ્થામાં મનવડે સુક્ષ્મ ભોગોને ભોગવે છે. વિદ્વાનને શરીરના અભાવમાં ભોગ ભોગવાનો પ્રસંગ નથી. શરીર આદિના અસ્તિત્વમાં જેમ જાગૃત જીવ વિદ્યમાન ભોગને ભોગવે છે તેમ મોક્ષ અવસ્થામાં તેને પુષ્કળ ભોગ થાય છે. જેમ એક દિપક પોતાના કાર્યશકિતના યોગવડે અનેક વાટના યોગથી અનેક દીપકના ભાવને પામે છે તેમ વિદ્વાન પણ વિદ્યા અને યોગના બળથી અનેક શરીર સંબંધને પામી અનેક શરીરમાં યુગપત્ (એકીવખતે) પ્રવેશને પામે છે. અનેક શરીર પ્રવેશઆદિરૂપ ઐશ્વર્ય મુકત પુરૂષમાં કરી શકાય છે કારણ સુષુપ્તિ અને કૈવલ્ય એમાંથી એકની અપેક્ષાએ વિશેષવિજ્ઞાનનો અભાવ કહ્યો છે. પણ તે ક્રમ મુકિતની અપેક્ષાથી નથી કારણ શ્રુતિમાં સુષુપ્તિઆદિના પ્રકરણનાં બળથી કેહેલા વચનોનું એમાંથી એકની અપેક્ષાવાળૂપણું દર્શાવ્યું છે. સગુણ વિધાના બળથી સગુણ ઉપાસકને ઐશ્વર્યની પ્રાપ્તિ સ્વીકારવામાં કંઇ પણ બાધ નથી.

જગતઉત્પત્તિઆદિનું પ્રકરણ નિત્ય શુદ્ધ ઇશ્વરનું હોવાથી અને ઇશ્વરના જ્ઞાન પૂર્વક અન્ય પુરૂષોને અણિમાઆદિરૂપ ઐશ્વર્યના શ્રવણવડે જગત્‌ના ઉત્પત્તિ આદિ વ્યાપારમાં તેમના અસીમપણાથી જગત્તની ઉત્પત્તિ સ્થિતિ અને લય રૂપ તજીને અન્ય સર્વ અણિમાદિરૂપ ઐશ્વર્ય મુકતોને સ્વાધીન હોય છે કારણ જગત્તના ઉત્પત્તિ આદિનો વ્યપાર નિત્ય સિદ્ધ ઇશ્વરનો છે. મુકતોનો નથી. તેનું ઐશ્વર્ય સ્વતંત્ર છે. કારણ મુકત વિદ્વાનના ભોગમાં સ્વરાજ્ય સ્વતંત્ર છે. જગત્તની ઉત્પત્તિ આદિમાં નથી. સવિતૃમંડલ આદિ વિશેષ સ્થાનમાં રહેલા અને આદિત્ય આદિને પોતાના અધિકારરૂપ કાર્યમાં જોડનાર જે પરમેશ્વર તેને આધિન સ્વરાજ્ય પ્રાપ્તિ છે.

શ્રુતિ પરમાત્માની બે પ્રકારની સ્થિતિને કહે છે. એટલે સવિકાર અને નિર્વિકાર. નિર્ગુણ ઉપાસક નિર્ગુણરૂપને અભેદરૂપે પામે છે અને સગુણ ઉપાસક સગુણ રૂપને પામે છે. તેમાં સગુણ ઉપાસક નિરાકુંશ ઐશ્વર્યને પ્રાપ્ત થતા નથી પણ સાંકુશ ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે. શ્રુતિ સ્મૃતિ પણ પરમાત્માને નિર્ગુણપણે દેખાડે છે જે પરમજ્યોતિરૂપ છે. એ પ્રમાણે પરમાત્માનું વિકારાતીત પણુ પ્રસિદ્ધ છે. માત્ર ભોગના સમાનપણાથી પણ બ્રહ્મ લોકમાં ગયેલા ઉપાસકનુ ઐશ્વર્ય નિરઅંકુશ નથી પણ અનાદિસિદ્ધ ઇશ્વરના સમાન માત્ર તેમને ભોગની પ્રાપ્તિ થાય છે. નાડી અને રશ્મિના સબંધદ્વારા દેવાયન માર્ગવડે જે ઉપાસકે બ્રહ્મ લોકમાં જાય છે તે સ્વર્ગમાં ગયલાની પેઠે પુનઃ આવૃતિ પામતા નથી એમ શ્રુતિવચન છે. એ બ્રહ્મ લોકમાં "અર" અને "ણ્ય" એ નામના બે સમુદ્ર સમાન બે અમૃતના હૃદ છે. અન્નના વિકારરૂપ હર્ષ ઉપજાવનાર સરોવર છે. અમૃતની વૃષ્ટિ કરનાર અશ્વત્થ છે. અપરાજીતા પુરી અને હિરણ્યમય ગૃહ

છે એમ શાસ્ત્ર કેહે છે* બ્રહ્મ લોકમાં ગયલાનું ઐશ્વર્ય અંતવાલુ છતાં પણ તેમની પુનઃ આવૃતિ થતી નથી. પણ તેઓ ત્યાંના ભોગ ભોગવીને બ્રહ્માની સાથ વિદેહ કૈવલ્યને પામે છે. પચાંગ્નિ વિદ્યા વડે અશ્વમેધયજ્ઞ વડે અને સુદઢ બ્રહ્મચર્ય વડે જેઓ બ્રહ્મ લોકમાં ગયા છે તેઓ બીજા કલ્પમાં પુનઃ આવૃતિ પામે છે, મોક્ષ પામતા નથી. પણ સમ્યગ દર્શન વડે જેમના અજ્ઞાનની નિવૃત્તિ થઈ છે અને જેઓ નિત્ય સિદ્ધ બ્રહ્મસ્વરૂપ થયા છે તેમની અનાવૃત્તિ તો સિદ્ધજ છે. એવા નિત્યસિદ્ધબ્રહ્મરૂપ યોગી આ લોક અને પરલોકના અનર્થ સમુદાયને સંપુર્ણરીતે ત્યજી બ્રહ્માનંદ સ્થિતિમાં રેહે છે. સર્વ ચેતન્ય પ્રાણિમાત્રને પોતામાં (આત્માસ્વરૂપમાં) જોતા અભયતાને પામે છે. પુણ્ય અને પાપરૂપ કર્મોને તજી સર્વદા આત્માનું સ્મરણ કરતા પોતે કરેલા કર્મોને પોતાના આત્મારૂપે જુએ છે.

મનુષ્યોને મોક્ષના સાધન કરી આપવા સારૂ યોગ છે. **જ્ઞાનયોગ, કર્મયોગ, અને ઉપાસના** કેહેતા **ભકિતયોગ.** એ ત્રણ શિવાય બીજો સકામ કર્માદિક ઉપાય છેજ નહી. સંસારબંધનમાંથી નિકલવાની યુકિતને **યોગ** કેહે છે. યોગ કેહેતા ચિત્તનુ ઉપશાંત. યોગ બે પ્રકારનો છે. આત્માજ્ઞાન અને પ્રાણનિરોધ, એ બન્ને ઉપાયો સંસારમાંથી નિકળવાના માર્ગમાં સમાન છે અને એકજ ફળ આપનાર છે. આત્મા જ્ઞાન સુલભ છે પણ પ્રાણ નિરોધ સેહેલો નથી. જ્ઞાન, વિચારથીજ સાધ્ય હોવાને લીધે શરીર અંદરજ રેહેલું છે અને ખરી સમજણરુપ હોવાને લીધે નિર્મળ છે. સિદ્ધિઓની ઇચ્છાવાળાને યોગ સિદ્ધિ આપે છે અને જ્ઞાનની ઇચ્છાવાળાને સાક્ષાત્કાર કારણ રૂપ થાય છે. ઉપાસના કેહેતા ભક્તિયોગ સંસારબંધનમાંથી મુકત થવાનો ત્રીજો માર્ગ છે. ફરક એટલોજ કે નિષ્કામના ભકિત, વિશુદ્ધ પ્રેમ અને ભાવનાથી થવી જોઇએ. અત્યંત વૈરાગ્યવાળા પુરૂષો જેઓ સુક્ષ્મ બુદ્ધિથી વિવેક જન્ય જ્ઞાન મેળવવા સમર્થ છે એટલે કર્મોના ફળોને દુઃખરૂપ સમજીને કર્મમાં રૂચિ નહી ધરાવનાર અને તેથી તે ફળોના સાધનરૂપ કર્મોને છોડી દેનાર પુરૂષને

---

* કૌષીતકિ ઉપનિષદમાં બ્રહ્મ લોકમાં ગયલા ઉપાસકનું આવૃતિ રહિત બ્રહ્મ લોકમાં જાય છે એનુ કથન છે. ત્યાં સ્વર્ગ લોકની ઈચ્છાવાળા સ્વર્ગ લોકનું પુણ્ય ભોગવી પોતાના કર્માનુસાર મનુષ્ય વા પશુ આદિ થાય છે. પણ સગુણ બ્રહ્મની ઉપાસનાવાળા સુષુમ્ણાદ્વારા મૂર્ધ્વાનો ભેદ કરી પ્રથમ અગ્નિલોક, કૅમાત વાયુ, આદિત્ય, વરૂણ, ઈન્દ્ર, પ્રજાપતિ અને બ્રહ્મલોક પ્રતિ આવે છે જ્યાં ઉપર જણાવેલા અમૃતના હ્રદનું વિવેચન સંપુર્ણ રીતે કરવામાં આવ્યું છે. એ ઉપનિષદના ત્રણ અધ્યાય છે. પેહેલામાં આવરોહણ બીજામાં પ્રાણોપાસના અને ત્રીજામાં બ્રહ્મવિદ્યા છે.

જ્ઞાનયોગ સિદ્ધિ આપે છે. પણ જેઓ તત્વજ્ઞાન સંબંધી વિચારમાં અસમર્થ છે અને ચિત્ત ની બહુ વ્યાકુળતાનેલીધે અને મંદ બુદ્ધિને લીધે જેઓને વિવેક, વિચાર થતો નથી, એટલે કર્મોના ફળાને દુઃખરૂપ નહી સમજતા તે ફળામાં અરૂચિ નહી ધરાવનાર પુરૂષોને કર્મયોગ સિદ્ધિ આપે છે. પણ જેઓને ભગવત કથામાં શ્રધ્ધા હોય, બીજા કર્મોથી ઉદ્વેગ થયો હોય અને કર્મના ફળરૂપ વિષયોને દુઃખરૂપ જાણતા છતાં પણ તેઓને ત્યાગ કરવાની શક્તિ ન હોય એટલે બહુ વૈરાગ્ય પણ ન થયું હોય તેવાઓને ભક્તિયોગ સિધ્ધિ આપે છે. સારાંશ એ કે પરમતત્વમાં મનને સતત સ્થિર રાખવું તે સિધ્ધ કરનાર કલ્યાણરૂપ જ્ઞાનયોગ છે, અને કર્મ કર્તવ્ય છે એમ વિહિત કર્મોમાં મનને નિત્ય સ્થિર રાખવું તે કર્મયોગ છે. ભગવાનનુ નિરંતર ભજન કરનાર પુરૂષના હૃદયમાં ઇશ્વરની વ્યાપ્તિ હોવાથી જે યોગથી હૃદયની સઘળી કામનાઓ નાશ પામી વ્યાપક આત્માનું દર્શણ થતા દેહાભિમાન ભેદાઈ જાય છે, અસંભ ભાવના વિપરીત ભાવના આદિ સઘળા સંશયો છેદાઇ જાય છે અને માત્ર પ્રારબ્ધ કર્મ શેષ રહી સંચિત અને ક્રિયામાન કર્મો જે યોગથી ક્ષય પામે છે તે ભક્તિયોગ છે.

વૈરાગ્ય સમ્પન્ન થઇ અભ્યાસ યોગવડે પ્રાણ અને મનનો નિરોધ કરી પ્રત્યગ ભિન્ન પરબ્રહ્મમાં ચિત્તને એકાગ્ર કરવું એજ આ જ્ઞાન યોગનો મુખ્ય હેતુ છે. કારણ યોગમાં જણાવેલા અનુષ્ટાનથી આ અનાદિ સંસારમાં સંગ્રહ કરેલા કરોડો કર્મો વિલીન થઇ શુદ્ધ ધર્મ વૃદ્ધિ પામે છે. વાસનાઓનો સમુહ નિઃશેષ વિલીન થયે પુણ્યપાપનો સચય મુળ સહિત ઉખડી જતા "**તત્વમસિ**" માહાવાકય પ્રતિબંધ વિનાનું થઇ સ્પષ્ટ અપરોક્ષ જ્ઞાન થાય છે. પુર્વના જેવો રાગ, દ્વેષ યુકત સંસાર હતો તે નિઃસંસાર થઈ બ્રહ્મનત્વનો અનુભવ આપે છે. ભાવકર્મને સંબંધ છુટી જાય છે. અને અધ્યાત્મા શાસ્ત્રના સિધ્ધાંત પ્રમાણે સર્વ દ્વૈતની નિવૃત્તિ થાય છે. જેઓ સ્વર્ગાદિક સુખની ઇચ્છાવાળા છે અને અગણિત પુણ્યપાપરુપી કર્મોના અનાદિ સંસારમાં ઘસડાઇ જતા હોય છે તેઓને તો ફકત કર્મ અધિકારનોજ ઉપદેશ કરવો જોઇએ, કારણ તેવા અધિકારીઓનું અંતઃકરણ મોહયુકત છતાં અથવા રાગ દ્વેષાદિકથી મલિન છતાં મનનો નિગ્રહ કરવા અસમર્થ હોય છે, અને તેથી તેઓને તો કર્મોનુષ્ટાનની અવશકયતા છે. એ ઉપરાંત તેઓ કર્મકાંડ અંતર્ગત શ્રુતિએ કહેલા કર્મોનું અનુષ્ટાન ભોગ અને ઐશ્વર્ય મળે એવી ઇચ્છાથી કરતા હોવાથી તેઓના અંતઃકરણ સંસારમાં રમી રેહેલા હોય છે,

અને તેઓને વિવેક બુદ્ધિ હોતી નથી. એવાઓને ઉપદેશ પ્રથમથી નિષ્કામ કર્મનોજ કરાવો જોઇએ. નિષ્કામ કર્મમાં નિષ્ટા રાખી યથાશક્તિથી કર્મકાંડ પઠિત કર્મો કરવામાં આવે તો અંતઃકરણ શુદ્ધ થઈ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને વિવેકજન્ય જ્ઞાન સંપાદન કરવા તેઓની બુદ્ધિ સ્થિર થાય છે, કારણ એ કર્મોના ફલોના અંતર્ભાવ જ્ઞાનફળમાંજ છે. યોગના આઠ અંગો છે, જેવા કે **યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** અને **સમાધિ** છે.



# જ્ઞાનયોગ.



ટાઢ, તડકો, આહાર અને નિદ્રાનો વિજય, સર્વદા શાંતિ, નિશ્ચલપણુ અને ઇન્દ્રિયોનો નિગ્રહ આ **યમ** છે; ગુરૂભકિત, સત્યમાર્ગમાં પ્રીતિ, સંતોષ, નિઃસંગપણુ, એકાંતવાસ, મનોનિગ્રહ, ફલેચ્છાનો અભાવ, અને વૈરાગ્ય, આ **નિયમ** છે; સુખપુર્વક **લાંબા સમય સુધી** અચલ બેસી શકાય અથવા જે સુખરૂપ બ્રહ્મને વિષે સ્થિત થવાથી "આ મારૂ કૃતવ્ય છે આ મારૂ કૃતવ્ય નથી" એવી ચિન્તા ઉત્પન્ન ન થાય તે **આસન** છે; ચિત્ત આદિ સર્વ વસ્તુઓનો બ્રહ્મ વિશે ભાવના કરી વૃત્તિ માત્રનો નિરોધ કરી સર્વ જગત મિથ્યા છે એવી પ્રતીતિ તે **પ્રાણાયમ** છે. પ્રાણાયમ ત્રણ પ્રકારનો, **રેચક, પુરક** અને **કુંભક**; અનાત્મા પદાર્થ મિથ્યા સમજી તેની અપેક્ષા કરવી એ **રેચક** પ્રાણાયમ છે; "હું બ્રહ્મરૂપ છું" એવી તદાકાર વૃત્તિએ **પુરક** પ્રાણાયમ છે. અને એવી અખંડાકાર વૃત્તિને નિશ્ચય કરવી એ **કુંભક** પ્રાણાયમ છે. જેને અસંભવના વિપરીતભાવનાની નિવૃત્તિપુર્વક આત્માસાક્ષાત્કાર થયો છે તેજ આ પ્રાણાયમનો અધિકારી છે. બાકી અજ્ઞાનીને તો નાસીકા દાબી પ્રાણુ રોકવો એજ પ્રાણયમ છે. શબ્દાદિ વિષયોને વિશે તથા ઘટપટને વિશે સત્તાસ્ફુર્તિ તથા પ્રિયતારૂપે આત્માજ છે એમ જાણી નામરૂપનો ત્યાગપુર્વક આત્મા સ્વરૂપની ભાવનાવડે મનને આત્મામાં સ્થિર કરવું એ **પ્રત્યાહાર** છે. જે જે પદાર્થ વિશે મન જાય તે પદાર્થમાં સત્તા સ્ફુર્તિ પ્રિયતારૂપે બ્રહ્મ છે, નામરૂપ મિથ્યા છે એવી રીતે ઉપેક્ષા પુર્વક સત્ય આત્માના અનુસંધાનને **ધારણા** કહેવાય છે. "હું બ્રહ્મ છું," એવા કોઇ પણ પ્રમાણુવડે બાધરહિત અખંડાકાર વૃત્તિવડે

દેહાદિના ભાવ વગર સ્થિત રેહેવું એજ ધ્યાન છે; અને પ્રથમ વૃત્તિમાં વિષયોનું વિસ્મરણ થયા પછી ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એની સંસ્કાર રહિત વૃત્તિની બ્રહ્માકાર સ્થિતિ તે **સમાધિ** છે. જ્યારે જ્ઞાન સિદ્ધ થયા પછી સાધનનો ત્યાગ કરી સિદ્ધ થઈ બેસનાર પુરૂષ પોતે બ્રહ્મસ્વરૂપમાં રેહે છે ત્યારે તે સ્વરુપાકાર સ્થિતિને **જ્ઞાનસમાધિ** કેહે છે. જ્ઞાન સિધ્ધ થયા છતા પણ ચિત્તની વ્યાકુલતા રેહેતી હોય અથવા ચિત્ત ઉપસમ ન થતુ હોય તો "બ્રહ્મ સ્વયંભુ એકજ છે જે સર્વ ભુનમાં નિર્લેપ સુન્ય એકાકાર પુર્ણ છે અને આ દેહના બ્રહ્મરંધ્રમાં રેહેલો છે" એવી રીતે સાધકે સમજી ચિત્તની વૃત્તિઓ બીજા વિષય ઉપર ન જવા દેતા ચિત્તને એ બ્રહ્મરંધ્રમાં સ્થિર રાખવું. પોતાની દ્રષ્ટિ શરીરના અંદરના ભાગમાં રાખી નાસિકાના બે દ્વારથી ચિત્તને મુળાધાર સુધી લાવી પાછલા બરડાની કરોડથી પાછુ ચિત્તને બ્રહ્મરંધ્રમાં લઇ જવું. આવી રીતે અભ્યાસથી ચિત્તની ચડ ઉતર થાશે. એવા અભ્યાસના ક્રમથી સમાધિનો યોગ થોડા વખતમાં પ્રાપ્ત થાય છે. નાસિકાદ્વારાથી ચિત્તને મુળધાર પર્યંત લાવવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને પાછલના બરડાની કરોડમાંથી લઇ જવાથી સમાધિમાં જવાય છે એ અભ્યાસને **ચિત સમાધિ** કેહે છે. કારણ આવો અભ્યાસ કરવાથી ધ્યાતા ધ્યાનનો પરિત્યાગ થાય છે અને ક્રમથી ધ્યેયનેજ વિષય કરનારી વાયુ વિનાના સ્થાનમાં રેહેલી ચિત્તની અવસ્થા એજ ચિત સમાધિ છે.

મોક્ષલાભ વાસ્તે જ્ઞાનયોગમાં વેદાંતવાકયો વડે પ્રતિપાદિત અર્થનુ અનુસંધાનને **શ્રવણ** કેહે છે. યુકિત વડે સંભાવિતપણાનું અનુસંધાન તે **મનન** કેહેવાય છે એને બન્ને વડે સંશય રહિત થયેલા અર્થમાં સ્થાપન કરેલા ચિત્તની એકતાનતાને **નિદિધ્યાસન** કેહે છે. ઉપર જણાવેલા આઠ અંગો ઉપરાંત પરમાત્માના આ નિદિધ્યાસના બીજા સાત અંગો છે અને જે જ્ઞાનની સિદ્ધતાના કારણ રૂપ છે. જેવા કે **ત્યાગ, મૌન, દેશ, કાળ, મુળબંધ, દેહની-સમતા** અને **દૃષ્ટિની-સ્થિરતા** છે. નામરૂપાત્મક સંપુર્ણ જગત્ત જેવડે પ્રકાશ બ્રહ્મરૂપ છે એવો વિચાર સદા કરી નામરુપાંતરની ઉપેક્ષા કરવી એ **ત્યાગ** છે. શબ્દની વૃત્તિના કારણે જાતિ ક્રિયાઆદિ રહિત થઇ ફકત બ્રહ્મનુ અનુસંધાનમાં સદા કાળ તત્પર રેહવું એ **મૌન** છે, અથવા શબ્દની પ્રવૃત્તિનું કારણ જાતિઆદિરહિત હોવાથી બ્રહ્મવાણીનો વિષય નથી, સંસાર અનિર્વચનીય છે એમ સમજી બ્રહ્મ અને જગતના વિશે વિવાદ તજવો એ **મૌન** છે. એજ મૌન સત્ પુરૂષોની સ્વભાવિક સ્થિતિ છે. પણ વાણી વડે મૌન અજ્ઞાનીનું છે. આત્મા વિશે, આદિ મધ્ય અને અંતમાં જગત્ નથી. આત્માથી સર્વ

જગત્ ભરપુર છે એમ સમજી આત્મા વિશે સ્થિતિ રાખવી તે **જન** રહિત **દેશ** છે. નિમેષથી આરંભીને બ્રહ્મઆદિ સર્વે ભુતોના આયુષ્યને નાશ, ઉત્પત્તિ તથા સ્થિતિનો આધાર હોવાથી અખંડ આનંદ સ્વરૂપ તથા અદ્વિતીય બ્રહ્મજ **કાળ** શબ્દવડે કેહેવાય છે. આકાશ આદિ સર્વે ભુતોનુ મુળ તથા ચિત બંધન એટલે અજ્ઞાન એનું મુળ જે અધિષ્ઠાન બ્રહ્મને આશ્રે રેહેલું સદા સેવવા યોગ્ય છે એવો લક્ષપૂર્વક નિગ્રહ તે **મુળબંધ** છે. સ્વભાવના વિષયો જે બ્રહ્મને વિશે આરોપિત છે તેના અધિષ્ટાન સર્વ બ્રહ્મરૂપજ છે એમ સમજી અંગની વિષમતા સર્વત્ર સમાન બ્રહ્મને વિશે લય પમાડી અધિષ્ટાનના અજ્ઞાનવડે અધ્યસ્ત વસ્તુને અધિષ્ટાનમાં લય થાય એજ **દેહસામ્ય** છે, અંતઃકરણની વૃતિને અખંડ બ્રહ્માકાર કરી સંપુર્ણ જગત્તને બ્રહ્મમય જોવું એ **દૃષ્ટિ-સ્થિરતા** અથવા દૃષ્ટિ, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીનો બ્રહ્મને વિશે સ્થિર કરવી એ **દૃષ્ટિ-સ્થિરતા** કેહેવાય છે.

મનુષ્ય શરીર ત્રણ પ્રકારનું છે એટલે સ્થુળ, સુક્ષ્મ અને કારણ. તેમાં રેહેલો આત્મા નિર્વિકારી અને સ્વઃપ્રકાશ છે અને એનેજ **કુટસ્થ** કેહે છે. જ્ઞાનના સાધન વિના જેનુ ભાન થાય એ સ્વપ્રકાશનું લક્ષણ છે. એ ત્રણ શરીરોને અનુકુળ પડતા ત્રણ પ્રકારના તાપ છે. સ્થુળ અને સુક્ષ્મ શરીરના તાપ કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ અને અપ્રાપ્તિથી મનુષ્યને સુખ દુઃખ આપે છે પણ કારણ શરીરમાં રેહેલો પુરૂષ કારણરૂપ અવિદ્યાથી પોતાને અને પરને જાણતો નથી અને જીવ શરીરોની સાથ એકતા પામી એ ત્રણે શરીરો પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે એવી રીતે માની ભ્રાંતિથી સંતાપને પ્રાપ્ત થાય છે. પણ વાસ્તવિક રીતે જોઇએ તો કુટસ્થ આત્મામાં કંઇ પણ સંતાપનો સંબંધ નથી. આવી રીતે ત્રિવિધ શરીરોમાં આરોપણ કરી રેહેલો જીવ કહેતા ચિદાભાસ ભ્રાંતિ જન્ય સંતાપનું કારણ છે એનેજ ત્રિપુટી કેહે છે, ત્રિપુટી કેહેતા સ્થુળ, સુક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહમાં ત્રણ પુટ તરીકે રેહેલો ચિદાભાસ. એ ભ્રાંતિ જ્યારે વિવેક વિચારથી નષ્ટ થાય છે એટલે તત્વજ્ઞાનથી એ જીવ સંતાપનો નાશ કરી અભેદ જ્ઞાનથી વિવેક લાવે છે ત્યારે તે સ્થિતિને **ત્રિપુટી નષ્ટ** કેહે છે અને આ સંતાપ ત્રિવિધ શરીરના છે એવું તેને જ્ઞાન થાય છે. સ્થુળ, સુક્ષ્મ અને કારણ ત્રિવિધ શરીરોમાં ત્રિપુટીરૂપે રેહેલો ભોગતા, ભોગ્ય અને ભોગ, દ્રષ્ટા, દ્રશ્ય અને દર્શણ, ધ્યાતા, ધ્યેય અને ધ્યાન અને જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનરુપે રેહેલો ચિદાભાસ તત્વજ્ઞાનથી ભ્રાંતિનો ત્યાગ કરી સદા સાક્ષીપરાયણ આત્માને શરણે જાય છે.

જ્ઞાનયોગના સિદ્ધાંત પ્રમાણે ભોગ્યમાં વાસનાનો અનુદય તે વૈરાગ્યની અવધિ છે. દેહાદિમાં અહંભાવના ઉદયનો અભાવ તે જ્ઞાનની અવધિ છે, અને લીન થયેલી વૃત્તિની અનુત્પત્તિ તે ઉપરતિની મર્યાદા છે. સર્વ આશાઓનો સારી રીતે ક્ષય થવો જોઇએ. એ ક્ષય થતા ચિત્તના વિક્ષેપ નાશ થાય છે અને મનમાં કોઈ પણ રીતના સંકલ્પ વિકલ્પ જે બંધનુ કારણ છે તેનો પરિત્યાગ થાય છે ત્યારે મોક્ષ અવસ્થા પ્રાપ્ત થાય છે. બ્રહ્મ અને આત્માના એકપણાને વિષયકરનારી વિકલ્પરહિત ચિત્ત માત્ર વૃત્તિને **પ્રજ્ઞા** કેહે છે. એ પ્રજ્ઞા જેને સર્વદા હોય છે, દેહ-ઇન્દ્રિયોમાં અહંભાવ અને તેનાથી ભિન્નમાં "આ" એવો ભાવ જેને કદી ઉત્પન્ન થતો નથી, સત્ય પુરૂષોથી પુજ્ય છતાં અને દુર્જનનો વડે પીડા પામ્યા છતાં જેમાં સમભાવ રેહે છે, અને સર્વના અધિષ્ટાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં જે જગત્‌માંથી સ્નેહ ત્યજી જીવે છે તે **જીવનમુક્ત** છે. એ જીવન મુકતના હૃદયમાં પુર્નજન્મના અંકુર રહિત શેકાયેલા બીજ જેવી શુદ્ધ વાસના રેહે છે જે વાસના પવિત્ર, પરમ ઉદાર અને શુદ્ધ સત્વ ગુણને અનુસરનારી આત્માના અનુસંધાનમય હોય છે. મુળ જ્ઞાનની સાથ સઘળી કલ્પનારૂપ વાસનાને છોડી દઇ વ્યવહારાદિકથી તમામ રહિત થઇ શાંત પામે છે એટલે જ્ઞેય (જાણવાનુ હતું તે જાણી લીધું) વાસનાનો ત્યાગ કરી આ દુનિયામાં વિચારનાર પુરૂષને **વિદેહમુક્ત** કેહે છે. એ બેમાં ફરક માત્ર એટલોજ કે જયારે ધ્યેય (ધ્યાન કરવાની વસ્તુ) નામની વાસનાનો ત્યાગ કરી જીવન મુક્ત લોકસંગ્રહ વાસ્તે યોગ્ય વેહવારથી જગત્‌માં વર્તે છે ત્યારે જ્ઞેય વાસનાનો ત્યાગ કરી વિદેહમુકત શાંત થઇ અખંડ સચ્ચિદાનંદ બ્રહ્મમાંજ રેહે છે. એ બન્ને સરખા છે કારણ એ બન્ને પરમવિશ્રાંતિ રૂપ નિર્મળ પરબ્રહ્મમાંજ રહેલા હોય છે. તફાવત માત્ર એટલોજ કે પેહેલાને દેહ સ્ફુરે છે, બીજાને દેહ સ્ફુરતો નથી. ભોગના પ્રારબ્ધનો ક્ષય થતા જીવનમુકતનું શરીર પડી જાય છે ત્યારે પુર્વજન્મથી રહિત જે બ્રહ્માત્મપણુ છે તેને પ્રાપ્ત થાય છે અને વિદેહમુકતપણાને પામે છે. એ વિદેહમુકતને પ્રાપ્ત થયલા યોગી કોઈના જોવામાં આવતા નથી પણ ભક્તવત્સલ થઇ ભકતો જેવી રીતે શુદ્ધબુદ્ધિથી આરાધના કરી જેવી રીતે તેનું ચિંતવન કરે છે તેવી રીતે તેના ઇચ્છાનુસાર દરશણ વિદેહમુકત આપે છે.

સર્વને પ્રકાશ આપનાર ચૈતન્ય આત્માના અનુસંધાનમાં સ્થિત થઇ ચિત્ત શીતલતાને પામે છે અને સાધકને દશ્ય પ્રપંચ મિથ્યા જણાઈ સ્વસ્થતાથી ચિત્તનું અકર્તાપણું પ્રાપ્ત થાય છે ત્યારે સાધકની તે સ્થિતિને કૈવલ્ય કેહે છે.

એને વિશ્રાંતિ પણ કેહે છે. જ્યારે યોગી મન કેવળ બુદ્ધિના સાક્ષીમાંજ વિશ્રાંતિ લઇ બીજા સઘળા વિષયોને તુચ્છ સમજે છે અને વ્યાપક ચૈતન્ય આત્માના અનુસંધાનમાં તત્પર રેહે છે અને પછી જીવસાક્ષિ ચૈતન્યનો પણ ત્યાગ કરી શાંત ચૈતન્યઘન થઇ સ્વરૂપમાં રેહે છે અને જ્યારે આ (જાગૃત સુષુપ્ત) સ્થિતિ એના અભ્યાસના યોગથી સર્વદા દ્રઢમય થાય છે ત્યારે એ યોગોની સ્થિતિને **તુર્યાવસ્થા** કેહે છે. આવી સ્થિતિ ઘણીજ દુર્લભ છે અને કોઇ ભાગ્યશાળી જ્ઞાની પુરૂષને પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિને પ્રાપ્ત થયલો જ્ઞાની સઘળા દુઃખથી અત્યંત રહિત થાય છે, એનુ મન અત્યંત અસ્ત પામી જાય છે, અને આ તુર્યાવસ્થા રૂપ પવિત્ર પદવીને પામી આ ભ્રાંતિકલ્પિત જગતને દોષદૃષ્ટિથી હસતો હસતો જુએ છે. અને જીવતા સુધી આ અખંડ સ્થિતિને પામી આનંદમાંજ લીન રેહે છે. એમ હોવાને લીધે અંતે વિદેહકલ્પને પ્રાપ્ત થાય છે એ વિદેહકલ્પ સ્થિતિ પ્રાપ્તને **તુર્યાતીત** પદ કેહે છે. એ તુર્યાતીત પદ તેજ વિદેહમુકિત છે. સારાંશ એજ કે તુર્યાવસ્થાના અનુભવરૂપ જે બ્રહ્મભાવનુ પદ જ્યાંસુધી હોય છે, ત્યાં સુધી તે જીવનમુકત, અને તુર્યાતીત પદ પ્રાપ્ત થયા પછી વિદેહમુકત યોગી કેહેવાય છે. વિદેહમુકત થયલા પુરૂષો મનથી રહિત હોય છે અને તેને લીધે પોતાના વિદેહમુકતપણાને જાણતા નથી અને તેથી તેઓનુ વર્ણન પણ શ્રુતિઆદિના વચનોથી કરી શકાતુ નથી. એ પરમવિશ્રાંતિપદ જીવતાઓને દુર કરતા અંત્યંત દુર છે.

ઇન્દ્રિયો આદિ ઉપાધિઓ છોડી દેતા જે સામાન્ય અનુભવ અવશેષ રહે છે તેજ કેવળ આત્મા સ્વરૂપ છે. જ્ઞાન સિદ્ધ થયા પછી સાધનનો ત્યાગ કરી કેવળ સ્થિત થઈ બેસનાર પુરૂષને **સિદ્ધ-યોગીરાજ** કેહે છે. કારણ એજ પોતે બ્રહ્મ સ્વરૂપ છે. એ સ્થિતિરૂપ મોક્ષફળને પોહોચતાં પેહેલા મધ્યે ઘણા વિઘ્નો આવે છે જેવા કે બ્રહ્મનું અનુસંધાન છુટવું, આળસ અને ભોગમાં ઇચ્છા, નિદ્રા, કાર્ય અકાર્યનો અવિવેક, વિક્ષેપ **રસાસ્વાદ**, અને રાગદ્વેષાદિ તીવ્ર દોષવડે થયલી ચિત્તની જડતા એવા વિઘ્નો. તેઓનો યોગવિતપુરૂષે ધીરેધીરે તજવાના ઉપાયો કરવા. બ્રહ્મના અનુસંધાનમાં પ્રમાદ કે ગાફલતા રાખવી નહી. વિષયવાસનાનો ત્યાગ કરી અહંમમતા અને સંકલ્પથી રહિત થઈ, બ્રહ્મભાવમાં સિદ્ધ રેહેવું અને એ બ્રહ્મભાવની વાસનાશિવાય બીજી કોઈ પણ વાસના રાખવી નહી. બ્રહ્મચર્ય, ધીરજ અને વૈરાગ્ય ધારણ કરવો અને તેમાં મચ્યા રેહેવું. સત્વગુણ વધારવાના ઉપાયોમાં એકાગ્રતાવાળી બુદ્ધિ રાખવી. શાસ્ત્ર, ઉત્તમ વૈરાગ્ય, અને સજ્જનોના સંગથી, મનને પવિત્ર કરી આત્મજ્ઞાનમાં

સ્થિર કરી રેહેવું. સર્વદા એકાંતમાં સેવવું કારણ એકાંતમાં રેહેવાથી ઇન્દ્રિયોનો ઉપરામ થાય છે. ઇન્દ્રિયોના ઉપરામથી ચિત્તનો સમ થાય છે અને તેના નિરોધથી અહંકારની વાસના મટે છે. અને અહંકાર મટવાથી યોગીને સર્વદા બ્રહ્મના આનંદ રસનું અનુભવ થાય છે. વાસ્તે વાણીનો મનમાં, મનનો બુધ્ધિમાં, બુદ્ધિનો બુદ્ધિના સાક્ષીમાં અને તે સાક્ષીનો નિર્વિકલ્પ પુર્ણાત્મામાં, લય કરી પરમ શાંતી પદ પામવું એજ આ જ્ઞાનયોગનો મુખ્ય હેતુ છે. આ જ્ઞાનયોગને કોઇ રાજ્યયોગ પણ કેહે છે કારણ પ્રાણ અને ચિત્તના નિરોધ વગર સુક્ષ્મ બુદ્ધિ અને વિવેક વિચારથી આ વિદ્યા પ્રાપ્ત થાય છે, અને એમાં મનના વિનિયોગ શીવાય કોઇ પણ ઉપાસનાની અવશ્યકતા નથી. શાસ્ત્રથી, ઉત્તમ વૈરાગ્યથી, અને સજ્જનોના સંગથી, મન પવિત્ર થાય છે. જ્યારે મન અભિમાન રહિત થઈ વૈરાગ્યને પ્રાપ્ત થાય ત્યારે ગુરૂ પાસે જઇ ગુરૂ બતાવે તે માર્ગથી પરમાત્માના ધ્યાન વગેરે કર્મમાં પ્રવિણ થવું. ઇન્દ્રિયોનો ઉપરામ થાય એવા એકાંત સ્થાનમાં નિવાસ કરવો. ઇન્દ્રિયોનો ઉપરામ થતા ચિત્તનો સમ થાય છે જેથી અહંકારની વાસના મટે છે અને અહંકાર જવાથી સર્વદા આનંદરસનું અનુભવ થાય છે.

બ્રહ્મરૂપ સિદ્ધ થયલા જ્ઞાની માટે અશૌચ પાળવાની, પિંડદાન કરવાની, જલાંજલિ આપવાની, કે શ્રાદ્ધાદિ કરવાની અગત્ય નથી. જેણે પોતાનો આત્મા જાણ્યો છે તેને વેદોનું પ્રયોજન નથી. જ્ઞાનામૃતથી તૃપ્ત થયલાને કાંઇ કર્તવ્ય નથી પછી તીર્થમાં અથવા ચંડાળના ઘરમાં શરીર ત્યજે તો પણ તે કૈવલ્યને પામે છે એમ પૈંગલોપનિષદનો મત છે.

## કર્મ યોગ.

એ યોગનો મુખ્ય હેતુ કર્મનાપ્રધાનપણાથી, પ્રાણાયમના દૃઢ અભ્યાસથી અને આસન, ભોજન, વિગેરેની બરાબર યુકિતથી પ્રાણની ગત્તિનો નિરોધ કરી ચિત્તની સ્થિરતા મેળવવાનો છે. કારણ ચિત્તનો આધાર પ્રાણ છે અને પ્રાણ ચિત્તની સાથ અભિન્ન છે. પ્રાણના ચલનથી ચૈતન્યનું ચલન થાય છે અને ચૈતન્યના ચલનથી વિષયોનોદેખાવ દેખાય છે. ચિતનું ચલન પ્રાણના આધિન છે, જેથી પ્રાણનું ચલન રોકવામાં આવે તો ચિતનું ચલન ઉપશમ થાય છે અને એ ઉપશમ થતાં સંસાર ઉપશાંત થાય છે. **चित्तं वर्ति-त-चित्** જેની ચિંતવન કરવાની ક્રિયા તે ચિત્ત છે. અથવા જે પ્રકાશ કરે છે તે ચિત્ત એવી વ્યુત્પતિ વડે દૃશ્ય પદાર્થનો પ્રકાશ કરવો એ ચિત્તની ક્રિયા છે. જેથી

ચિત્તના સ્વરૂપની સ્થિતિનો સંસાર સાથ નિત્ય સંબંધ છે, અને યત્નવડે રોકવામાં આવતા રોકાતુ નથી પણ બોધવડે બાધીત થઇ જતાં તેને સંસાર દેખાતું નથી અને તે પોતાની મેળેજ શાંત થાય છે. એનો શરીર સાથ નિત્ય સંબંધ હોવાથી ચિત્ત દ્રશ્ય અને શરીર વિના નિરંતર રહી શકતુ નથી, એની ભ્રાંતિથી અને પુર્વ જન્મની વાસનાથી ધર્મ અધર્મ આદિ ફળ શરીર ભોગવે છે. વિર્વતભાવ પાંમવાથી અનેક તરેહના જગત્તો ઉત્પન્ન કરે છે જે વસ્તુતાએ જોતા ચિત્તનો વિલાસ છે. ચિત્ત જે પદાર્થ ઉપર પડે છે તે પદાર્થમય થાય છે એવો નિયમ છે. ચિત્ત મલીન હોય તો મલીનપણું દેખે છે. શુધ્ધ હોય તો શુધ્ધપણું દેખે છે. એથી યોગીઓનું શરીર જે રાગદ્વેષ વગરના જીવના વિલાસવાળુ હોય છે તેના ઉપર જ્યારે હિંસક પ્રાણિઓનું ચિત્ત પડે છે ત્યારે તે ચિત્ત પણ તુરતજ રાગદ્વેષથીરહિત થઇ જાય છે અને હિંસક પ્રાણિઓ યોગીના શરીરને કશી અડચણ કરતા નથી. પણ એજ પ્રાણિઓ યોગીના શરીરથી દુર જાય છે ત્યારપછી તેઓ હિંસકપણાને પ્રાપ્ત થાય છે. આનુ કારણ એજ કે જેવા પ્રકારના પદાર્થો જોવામાં આવે છે તેવા તેવા પ્રકારનુ ચિત્ત થઇ જાય છે.

ચિત્ત વૃક્ષના બે બીજ. એક પ્રાણગતિ અને બીજુ દ્રઢવાસના. જ્યારે પ્રાણની ગતિ થાય છે ત્યારે ચિત્ત ચલાયમાન થાય છે. એ ચલાયમાન ચિત્ત પ્રાણાયમ અને ધ્યાનવડે શાંત થાય છે. દ્રઢ વાસના વડે પુર્વાપરનો વિચાર ત્યજી જે પદાર્થગ્રહણ તેજ **વાસના** છે. જ્યાંસુધી મન વિલીન ન થાય ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી. જ્યાંસુધી વાસનાનો ક્ષય ન થાય ત્યાંસુધી ચિત્તની શાંતિ થતી નથી અને ચિત્તની શાંતી ન થાય ત્યાંસુધી તત્વજ્ઞાન થતું નથી. અને તત્વજ્ઞાન થાય નહી, ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી. એવી રીતે તત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય પરસ્પર કારણપણાને પામે છે. જીજ્ઞાસુએ ભોગ ઇચ્છાનો દુરથી ત્યાગ કરી એ ત્રણનો ચિરકાલ અભ્યાસ કરવો જોઇએ. એ ચિરકાળ અભ્યાસ આદરપુર્વકસાથ કરવામાં આવે તો હૃદયની ગ્રંથિઓ તુટી જાય છે. સંસારના સત્યપણાની ભ્રાંતિ નિવૃત થાય છે અને શરીરનો વિનાશ વિચારવાથી વાસના દુર થાય છે. વાસના નિર્બીજ એજ તુર્યામોક્ષ છે.

આ યોગમાં પ્રથમ સાધકે પ્રાણવાયુનો જય કરવો અને એ પ્રાણનો જય, મિતાહાર, આસન, અને શકિતચાલન આ ત્રણ ઉપરથી થાય છે. ઘી, દુધવાલો, સુસ્નિગ્ધ અને મધુર આહાર પોણા ભાગ જેટલો

એવો તે **મિતાહાર** કેહેવાય છે. અત્યંત ઉપયોગી આસન બે છે. **પદ્માસન** અને **વજ્રાસન.** બન્ને ઉરૂઓના ઉપર બન્ને પગની પાટલીઓ રાખી સરળ બેસવું તે **પદ્માસન** છે. એ આસન સર્વ પાપનો નાશ કર્તા છે. ડાબા પગની પાની કંદની નિચે રાખી જમણા પગની પાની તે ઉપર રાખવી તથા ડોકુ માથું અને ધડ સમ રાખવા તે **વજ્રાસન** છે. કુંડલીજ શક્તિ કેહવાય છે. તેને પોતાના સ્થાનથી ભ્રૂના મધ્ય પર્યંત લાવવી તે **શક્તિ ચાલન** કેહેવાય છે. નાડીઓ ત્રણ મુખ્ય છે. **ઈડા, પિંગલા,** અને **સુષુમ્ણા.** શરીરના ડાબી બાજુના નાશિકાદ્વારા જે શ્વાસની નાડી જાય છે તેને **ઇડા** કેહે છે. જમણી બાજુના નાશિકાદ્વારા જે શ્વાસની નાડી જાય છે તેને **પિંગલા** કેહે છે અને ઇડા અને પિંગલાની વચેની નાડીને **સુષુમ્ણા** કેહે છે. ઇડામાં પ્રાણવાયુ વેહેતો હોય ત્યારે દ્દઢ પદ્માસન કરીને બેસવું પછી બન્ને હાથના અંગુઠાને તર્જનીઓ વડે તેને ચાર ઘડી પર્યંત ચલાયમાન કરવી, પછી તેને ઉપર સુષુણામાં ખેંચવી, એમ કરવાથી કુંડલી સુષમ્ણાના મુખમાં જાય છે. પેટને ખેંચવાથી અને કંદનો સંકોચ કરવાથી પ્રાણવાયું સુષુમ્ણામાં જવા લાગે છે. પ્રાણવાયુને રોકવો તે **કુંભક** કેહેવાય છે. કુંભક બે પ્રકારનો, એક **સાહિત** અને બીજો **કેવળ** છે. કેવળની સિદ્ધિ ન થાય ત્યાંસુધી સાહિતનો અભ્યાસ કરવો. અત્રે જે કુંભકનું વિવેચન કરવામાં આવે તે સાહિત કુંભક છે, કારણ કેવળ કુભંકમાં રેચક પુરકની કંઇ પણ અવશ્યકતા હોતી નથી. અને તે સ્થિતિમાં ચિત્તની ઉપશમ અવસ્થા હોવાથી તેનું અકર્તાપણું હોય છે.

પવિત્ર, નિર્જન, કાંકરા આદિથી રહિત સમાન દેશમાં સુખદ આસન પર બેસી પદ્માસન કરી પિંગલાનાડીદ્વારા ગુરૂએ આપેલા મંત્રનો જપ કરતા કે પ્રણવ જપના ઉચ્ચારણ કરતા બાહેરના વાયુને ધીરે ધીરે અંદર ખેચી યથેષ્ટ વાયુ પુરી રહયા પછી કુંભક કરી પછી ઇડાવડે રેચક કરવો. આ કુંભક **સુર્યભેદન** કેહેવાય છે. મુખ બંધ રાખી બન્ને નાડીઓ વાટે પવન શૈનઃ શૈનઃ અંતર ખેંચી પછી કુંભક કરી પશ્ચાત ઇડા વડે રેચક કરવો. એ **ઉજ્જાયી** કુભંક કેહેવાય છે. જીભવડે વાયુને ખેંચી પુર્વની પેઠે કુંભક કરી પછી બંને નાસાપુટથી ધીરે ધીરે રેચક કરવો એ **શીતલી કુંભક** કેહેવાય છે. પ્રથમ સુર્યનાડીથી પુરક રેચક કર્યા કરે પછી ચંદ્રનાડીથી રેચક કર્યાકરે શ્રમ જણાય ત્યારે પુરક કર્યા કરે પછી કુંભક કરે, પછી ચંદ્રનાડીથી રેચક કરી તે નાડીવડે વારંવાર પુરક રેચક કર્યા કરે પછી પુરક કરી કુંભક કરે અને સુર્ય નાડીથી રેચક કરે. આવી રીતે યથાશક્તિથી કરે તેને **ભસ્રાકુંભક** કેહે છે.

આ કુંભક કુંડલિનને જાગૃત કરનાર તથા બ્રહ્મનાડીના મુખમાં રેહેલા ત્રિદોષ પ્રતિબંધને દૂર કરી ત્રણ ગુણથી ઉપજેલી ત્રણ ગ્રંથિઓનો ભેદન કરનાર છે.

બંધ ત્રણ છે. **મૂળબંધ, ઉડ્ડીયનબંધ** અને **જાલંધરબંધ.** અધોગતિવાળા અપાનને બલથી આંકુચનવડે ઉપર જનારો કરવો તે **મૂળબંધ** છે. આમ કરવાથી પ્રાણ અને અપાનની એકતા થાય છે. પછી નાભિ તથા તેના ઉપરના અને નિચેના ભાગ બરડાની કરોડ ભણી ખેંચવો તે **ઉડ્ડીયાનબંધ** છે. આ બંધથી પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. કંઠનો સંકોચ કરવો તે **જાલંધરબંધ** કેહેવાય છે. આ ત્રણ બંધના અભ્યાસથી પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. કપાળના પાછલના છિદ્રમાં જીભનો પ્રવેશ કરાવી ભ્રુના અંતર દૃષ્ટિ રાખવી તે **ખેચરી** મુદ્રા છે. આ મુદ્રા રોગોને દુર કરી દ્વંદ્વોથી પરાભવ ન થાય એવું સામર્થ્ય આપનારી છે. શ્વાસના પ્રમાણ જેટલી અથવા ૐ એ અક્ષરના ઉચ્ચારણ કરવાના વખત જેટલી માત્રા કેહેવાય છે. એવી બાર માત્રાથી પુરક, સોળ માત્રાથી કુંભક અને દશ માત્રાથી રેચક કરવો એને કનિષ્ટ પ્રાણાયમ કેહે છે. તેથી બમણી માત્રાઓને મધ્યમ પ્રાણાયમ અને ત્રણ ગણી માત્રાઓ તે ઉત્તમ પ્રાણાયમ ગણાય છે. પદ્માસને બેસી ગુરૂને નમસ્કાર કરી પ્રણવનો ઉચ્ચારણ કરી નાસગ્ર ઉપર દૃષ્ટિ રાખી પ્રાણાયમનો અભ્યાસ કરવો એ દૃષ્ટિ, જે ધારણાના અનુસંધાનમાં કૃતવ્ય છે. તે ત્રણ પ્રકારની છે. **અંતર બાહેર** અને **મધ્ય.** તર્જનીના અગ્રવડે કાનના બંને છિદ્ર બંધ કરવાથી જે નાદ સંભળાય છે તેમાં અથવા હૃદયમાં મન સ્થિર કરી નેત્રમાં રેહેલી કીકાના સ્થાનને અંતર દૃષ્ટિથી જોવું એ **અંતર દૃશ્ય**; નાસિકાના અગ્રથી ચાર, છ, આઠ, દશ, કે બાર આંગળ છેટે રેહેલા આકશને જોવાનો અભ્યાસ અથવા બ્રહ્મરંધ્રથી ઉપર દ્વાદશ આંગલ છેટે રેહેલા આકાશને જોવાનો અભ્યાસ અથવા બ્રહ્મરંધ્રમાં સ્થિત આકાશ જ્યોતિનો અનુભવ કરી ચિત્તની સ્થિરતાના આ અભ્યાસને બર્હિદષ્ટિ કેહે છે; અને ત્રિકુટીમાં પ્રતીત થતા પ્રકાશમય આકાશમાં દૃષ્ટિ સ્થિર કરવાનો અભ્યાસ એ મધ્ય દૃષ્ટિ કેહેવાય છે. દૃષ્ટિ કેહેતા લક્ષ્ય. આવી રીતે લક્ષ્યનું અનુસંધાન કરવાથી સાધકની નિવાસ ભુમિ પવિત્ર થાય છે.

આસનથી રોગની નિવૃત્તિ, પ્રાણાયમથી પાપની નિવૃતિ, પ્રત્યાહારથી મનના-વિકારની નિવૃત્તિ છે. ધારણાવડે મનમાં ધૈર્ય આવે છે અને સમાધિથી મોક્ષ મેળે છે. બાર પ્રાણાયમથી (પ્રાણાયમ જેટલા કાળથી) પ્રત્યહાર, બાર પ્રત્યહારથી ધારણા, બાર ધારણાથી ધ્યાન, અને બાર ધ્યાનથી સમાધિ કેહેવાય છે. ઇન્દ્રિયોને પોતપોતાના વિષયમાંથી વાળવી એ પણ પ્રત્યાહાર છે. સાત્વિક

બુદ્ધિવડે નિત્ય પ્રાણાયમનો અભ્યાસ કરવો જોઇએ જેથી શરીરમાં સુષુમ્ણા નાડી મુળાધારથી* બ્રહ્મરંધ્રપર્યંત ગયલી છે અને તેમાં પ્રકાશમય સુક્ષ્મ કુંડલિની છે જેને મનવડે અનુભવી સાધક સર્વ પાપના વિનાશદ્વારા મુકત થાય છે. આવી રીતે નિત્ય પ્રાણાયમના અભ્યાસથી થતા ચિત્તસ્થિરતાવાળા સાધકને સિદ્ધિઓ† પાસે આવે છે.

---

* મુળાધાર સ્વાધિષ્ટાન, મણીપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્ર એવા ષટ ચક્રો શરીરમાં છે. તે ઉપરાંત સહસ્ત્રદળ, બ્રહ્મરંધ્રમાં છે જ્યાં સુષુમ્ણા નાડીનું મુખ છે. પ્રાણાપાનની ક્રિયાથી જીવ ત્યાં સ્થિત થઇ રેહે છે ત્યારે વિનાશદ્વારા મુકત થવાય છે. મુળાધાર ચક્ર શરીરના ગુડાઉપર છે, મેઢના મૂળમાં ચક્ર છે તે પ્રાણનો આધાર હોવાથી એને સ્વાધિષ્ટાન કેહે છે. મણીમાં જેમ સૂત્ર પરોવાય તેમ તેમાં સુષુમ્ણા પરોવાયલી છે તેથી ત્યાં રેહેલા ચક્રને મણીપુર કેહે છે. એનુ સ્થાન નાભિની નિચે છે; તેમાંથી સુષુમ્ણા નિકલી બ્રહ્મરંધ્રના બ્રહ્મદ્વારમાં ગયલી છે. એ શર્પના આકાર જેવી છે જેથી એને કુંડલિની કેહે છે. અનહદ ચક્ર હ્રદયની નિચે, વિશુદ્ધ ચક્ર કંઠના ભાગમાં, આજ્ઞા ચક્ર મુર્ધિસ્થાનમા છે. મૂઢના બંધન માટે એ કુંડલિની સુતી છે. એને (કુંડલિનીને) પ્રાણાપાનથી હંસ ગાયત્રીના જપથી જાગૃત્ત કરવી એ મુખ્ય હેતુ છે. એવી રીતે ચક્રો ભેડી સુશુમ્ણામુખ એટલે બ્રહ્મદ્વાર આચ્છાદાન થાય છે ત્યારેજ સાધકને મુકત દશા પ્રાપ્ત થાય છે. એવી જપવામાં આવતી ગાયત્રી મંત્ર "સોહ" છે કારણ પ્રાણ હકારથી બાહેર આવે છે ત્યારે સકારથી પાછો પ્રવેશ કરે છે. એ ગાયત્રી જપ સર્વદા રાત દીવસ આ શરીરમાં બહુદા શ્વાસોશ્વાસથી જપાય છે જેથી એને **અજપા** ગાયત્રી કેહે છે.

† અણિમા, મહિમા, લઘિમાં, પ્રાપ્તિ, પ્રાકસ્ય, ઇશીતા, વશિતા પ્રાકામ્ય, અનૂર્મિમત્વ, દુર શ્રવણ, દુર દર્શન, મનોજય, કામરૂપ, પર કાયા પ્રવેશ, સ્વચ્છન્દ મૃત્યુ, દેવસહ ક્રિડાનુ દર્શન, સંકલ્પ સંસિદ્ધિ, અપ્રતિહતાજ્ઞા, ત્રિકાલજ્ઞાન, અપદ્વંદ, પ્રતિષ્ટંભ, પરાચિતાધભિજ્ઞતા, અને અપરાજ્ય, એ મુખ્ય સિદ્ધિઓ છે. અણિમા કેહતા મોટા શરીરમાંથી નાનુ થવાની સિદ્ધિ, મહિમાં એટલે નાના શરીરમાંથી મોટુ થવું; લઘિમા એટલે ભારે શરીરમાંથી હલકુ થવુ; પ્રાપ્તિ એટલે સર્વ પ્રાણિઓની ઇન્દ્રિઓ સાથ તે તે ઇન્દ્રિયોના દેવરૂપ સંબંધ; પ્રાકસ્ય એટલે પરલોક અને આ લોકના સઘળા વિષયોમાં સામર્થ્ય; ઇશીતા એટલે ઇશ્વરમાં માયાની અને બીજામાં માયાના અંશની પ્રેરણા કરવાનું સામર્થ્ય; વશિતા એટલે વિષયોના ભોગમાં અસંગપણ; પ્રાકમ્ય એટલે જે જે સુખની ઇચ્છા થાય તે તે સુખની પરાકાષ્ટાને પોહોંચવુ; અનુર્મિમત્વ એટલે આ શરીરમાં ક્ષુધાપિપાસાદિકથી રહિતપણ; દુરશ્રવણ એટલે દુરથી સાંભળવાની સિદ્ધિ : દુરદર્શન એટલે દુરથી જોવાની સિદ્ધિ; મનોજય એટલે મન જાય ત્યાં શરીર પોહોચવુ; કામરૂપ એટલે ધારેલા-રૂપની પ્રાપ્તિ; પરકાયા પ્રવેશ એટલે પરાયા શરીરમાં પેસવુ; સ્વચ્છન્દ મૃત્યુ એટલે પોતાની ઇચ્છા પ્રમાણે મરણ; દેવસહક્રિડાનુ દર્શન એટલે દેવતાઓ અપસરાંની સાથ જે ક્રિડા કરે છે તેની પ્રાપ્તિ; સંકલ્પ સંસિદ્ધિ એટલે સંકલ્પ પ્રમાણે પ્રાપ્તિ; અપ્રતિહતાજ્ઞા એટલે કોઈ સ્થળમાં આશાનો ભંગ ન થવો ; ત્રિકાળ જ્ઞાન એટલે ત્રણ કાલ જાણનારપણું. અપદ્વંદ એટલે શીત ઉષ્ણાદિકથી પરાભવ ન થવો; પ્રતિષ્ટંભ એટલે અગ્નિ સુર્ય જળ કે ઝેર આદિથી શરીરને હાનીને પોહોંચવુ; પરચિતાધભિજ્ઞતા એટલે પરાયા ચિત્તને જાણવાની સિદ્ધિ અને અપરાજય એટલે કોઈ સ્થળમાં હારવું નહી એ સિદ્ધિઓ છે.

પાસે આવે છે, અને નોખી નોખી ધારણાથી સાધકને એ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પાપના વિનાશદ્વારા મુકિત ઇચ્છતા સાધકે એવી સિદ્ધિઓનો અનાદાર કરવો જોઇએ, કારણ સિદ્ધિઓમાં લાગી જવાથી તેઓને કાલવિક્ષેપ થાય છે અને મુકત દશાની પ્રાપ્તિ થતી નથી. જેથી એને વિઘ્નરૂપ ગણવામાં આવે છે. પ્રાણાયામના અભ્યાસમાં ૐ ઉચ્ચારણ શરીરના સર્વ પ્રાણોને પટચક્રના ભેદનવડે સુષુમ્ણા નાડીદ્વારા બ્રહ્મરંધ્ર પ્રતિ લઈ જાય છે અને મરણાદિ સંસારના મહાનભયથી તારનાર છે તેથી એને **તારક** કેહે છે; અને એ સર્વ પ્રાણોને નમાવે છે તેથી એને **પ્રણવ** કેહે છે.

જે જે પદાર્થમાં મનને લાંબા કાળસુધી રોકવાથી અને એકના એક અભ્યાસથી મનની એકાગ્રતા પરિણામે થાય ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે અથવા પુરક રેચક અને કુભંક પ્રાણાયમના દૃઢ અભ્યાસથી મનની એકાગ્રતા તે પદાર્થમાં ધ્યાનથી થાય, રેચકના અભ્યાસને લીધે પ્રાણવાયું બાહેરના આકાશમાં આવીને નાસીકાના છિદ્રોનો સ્પર્શ ન કરે અથવા પુરકના અભ્યાસથી પ્રાણવાયું શરીરની અંદર પુરાઇ પર્વત જેવો ઘાટો થવાથી સ્થિર થાય અથવા પુરક કર્યા પછી દૃઢ કરેલા કુભંકમાં પ્રાણને સ્તંભિત કરી રાખવામાં આવે ત્યારે પ્રાણનું ચલન રોકાઇ જાય છે. નિર્વિકલ્પ સમાધિને લીધે સઘળી કલ્પનાઓથી રહિત થએલ "નિકિંચિત" નામના સુક્ષ્મ હૃદયાકાશમાં બાહેરના અને અંદરના સઘળા વિષયોના જ્ઞાનો લીન થાય ત્યારે પ્રાણનું ચલન રોકાઇ જાય છે, અથવા દૃષ્ટિથી માંડી બાર આંગલ સુધીના નિર્મળ આકાશમાં ચક્ષુને તથા મનને રોકી દેવામાં આવે અથવા પ્રાણાયમના અભ્યાસથી કપાળના છિદ્રમાં પ્રવેશ કરી તાલવાની ઉપર બાર આંગુલને છેટે જે બ્રહ્મરંધ્ર નામનું સ્થાન છે તેમાં જઇ ગલીત જેવો થઇ જાય, અથવા લાંબા કાળના નિરોધને લીધે ચક્ષુનો ઉપરામ થતા અને પ્રાણ બ્રહ્મરંધ્રમાં આવતા ભ્રૂમધ્ય નામના સ્થાનની અંદર ચૈતન્યરૂપ પરમેશ્વર પોતાના આત્માપણે જોવામાં આવે ત્યારે ખેચરીમુદ્રાથી પ્રાણનું ચલણ રોકાય છે, અથવા ગુરૂ કે ઈશ્વરના અનુગ્રહથી કાકતાલીય રીતે તરતજ દૃઢ જ્ઞાન ઉત્પન્ન થતા, ચિત્તના વિકલ્પો શાંત થાય અથવા મનને વાસનાઓથી રહિત કરી હૃદયાકાશમાં લાંબા કાળ સુધી પેસાડી રાખતા આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે પ્રાણનું ચલન રોકાય છે. આવી રીતે આત્માસાક્ષાત્કાર થવાથી તથા પ્રાણનું ચલન રોકાવવાથી પ્રાણ બ્રહ્મરંધ્રમાં જઇ શાંત થાય છે. એમ થવાથી ઉપર જણાવ્યા પ્રમાણે સિદ્ધિઓવાલાને અનેક રીતની જુદી જુદી સિદ્ધિઓ નોખા નોખા ફ્ળો આપે છે પણ નિષ્કામ પુરૂષને તો તુરત ઉપશાંતીરૂપ પરમ એકજ ફ્ળ આપે છે. સિદ્ધિ

આ તુચ્છ પદાર્થ છે અને તેની પ્રાપ્તિ દેવતાઆદિઓને સ્વભાવિક છે. જે જે વિચિત્ર ક્રિયાઓનો સમુહ જોવામાં આવે છે તે ઘણું કરીને તે યોનીઓની સ્વભાવિક ક્રિયા છે. એ સિદ્ધિઓમાં આત્માજ્ઞાનીને ઇચ્છા થવી સંભવેજ નહી કારણુ તે સર્વદા તૃપ્ત રેહનાર, શાંત મનવાલો, રાગ અને વાસનાથી રહિત, અને આકાશની પેઠે નિર્લેપ રેહનાર, સ્વરૂપમાં રેહે છે જેથી તેને કાંઇ ઇચ્છા થવી સંભવતી નથી.

દીવસે સુઇને, રાતના ઉજાગરો કરીને, મૈથુન કરીને, બહુ ભ્રમણુ કરીને, મુત્રમળનો વેગ રોકીને, વિષમ આસને બેસીને, પ્રયાસ કરી તથા ચિંતા યુકત સ્થિતિમાં, પ્રાણુનો રોધ કરવો નહી. રાગ, સંશય, પ્રમાદ. આલસ્ય, નિદ્રા, અવૈરાગ્ય, ભ્રાંતિ, અપ્રવૃત્તિ વિગેરે જે યોગ વિઘ્નો કેહેવાય છે તેમનો સાધકે પ્રત્યનથી ત્યાગ કરવો જોઇએ.

## ઉપાસના અને ભક્તિયોગ.

જે ક્રિયાથી અમુક પદાર્થમાં કલ્પનાના અંતરાય રહિત ચિત્તવૃત્તિની સ્થિરતાથી ધ્યાન કરવામાં તે પદાર્થની તદ્દરૂપતા થાય તે ક્રિયાને **ઉપાસના** કેહે છે. ઉપાસના બે પ્રકારની છે. એક **પ્રત્તિક** ઉપાસના અને બીજી **ધ્યેય** અનુસાર ઉપાસના છે. પાષાણાદિ પ્રત્તિમામાં સર્વ વ્યાપક ઇશ્વર બુદ્ધિ કરવી એ **પ્રત્તિક** ઉપાસના છે. અને જે દેવ અને ઇશ્વરની ઉપાસના કરવી હોય તેનુ હૃદયમાં ચિંતન કરવું એ **ધ્યેય** અનુસાર ઉપાસના છે. ધ્યેય અનુસાર ઉપાસનામાં માનસિક પુજા, નિર્ગુણ બ્રહ્મનું સદાકાળ ચિંતવન, અથવા ઇશ્વર સ્વરૂપના ધ્યાનનો સમાવેશ થાય છે. ઉપાસના કેહેતા ધ્યાન છે. જેઓને ઉપનિષદો આદિનુ શ્રવણ કર્યા છતાં પણ બુદ્ધિની મંદતા આદિ પ્રતિબંધને લીધે મહાવાકયના અર્થનું અપરોક્ષ જ્ઞાન થતું નથી તેવાં મંદાધિકારીને ઉપાસના કૃતવ્ય છે. નદીના નિરંતર પ્રવાહની પેઠે ઉપાસ્યમાં ચિત્તવૃત્તિની એકાકાર પ્રવાહરૂપતા જે સગુણ અને નિર્ગુણ બન્ને ઉપાસનામાં સંભવે છે તે પ્રવાહરૂપતાજ ઉપાસનામાં મુખ્ય છે. એ પ્રવાહરૂપતા વગર ઉપાસના કંઇ પણ સિદ્ધિફળ આપતી નથી. જે પુરૂષ વિચારમાં અસમર્થ હોય તેની ચિત્તની એકાગ્રતાદ્વારા જ્ઞાનની ઉત્પત્તિ કરવા ઉપાસનાની અવશ્યકતા છે, કારણ એથી અજ્ઞાનતાનો નાશ થાય છે અને રાગદ્વેષાદિ મળ દુર થાય છે. ઉપાસના ઉપાસકની ઇચ્છા આધિન હોવાથી તેમાં વિધિ નિષેધ આદિની અપેક્ષા નથી પણ ઉપાસનામાં જે વિધિ શાસ્ત્રકારે અથવા ગુરૂદ્વારાએ બતાવી હોય તે

વિધિ પ્રમાણે ઉપાસના કરવાથી યથાર્થ ફળની પ્રાપ્તિ થાય છે. વિશુદ્ધ શ્રદ્ધા વિના ઉપાસના થતી નથી કારણુ ઉપાસ્ય દેવ તો અપ્રત્યક્ષ છે. વાસ્તે એનુ સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગુરૂ મુખથી સાંભલવું જોઇએ અને પછી ઉપાસના થવી જોઇએ. ઉપાસનામાં શ્રદ્ધાની પ્રથમ અપેક્ષા છે. શ્રદ્ધાલુ પુરૂષે ગુરૂઆદિ માહાત્મા પુરૂષના ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી વિચાર વિના એક વૃત્તિથી ઉપાસ્ય તત્વનું ચિંતન કરવું જોઇએ. ઉપાસ્ય તત્વમાં વૃત્તિનોજ સરખો પ્રવાહ વહે અને સંસારના મિથ્યા પદાર્થનો અંતરાય આવે નહી ત્યારેજ તેને એક **વૃત્તિ** કેહેવાય છે. જ્યાં સુધી. "હું પોતેજ ઉપાસ્ય સ્વરૂપ છું" એવી રીતનું યથાર્થ જ્ઞાન થાય નહી ત્યાંસુધી ઉપાસના કરવી એટલે ઉપાસ્ય તત્વની દૃઢ વાસના થતા તેનું કદી પણ વિસ્મરણ ન થાય ત્યાંસુધી ઉપાસના કરવી. નિરંતર ઉપાસનાની સિદ્ધિમાં આસ્થાની અધિકતા જરૂરની છે. કારણ આસ્થા વગર ફળ સિદ્ધિ થતી નથી. બ્રહ્મતત્વની ઉપાસના યથાર્થ જ્ઞાન સાધ્ય મુક્તિરૂપ ફળને આપે છે. બ્રહ્મતત્વના ઉપાસકને વેદાંત શાસ્ત્રનું શ્રવણ પરોક્ષપણે જે બ્રહ્મતત્વનું જ્ઞાન થયું હોય તેને જયાંસુધી આત્માની એકતાનું અપરોક્ષ જ્ઞાન થયું નથી ત્યાંસુધી તેને ઉપાસના કૃતવ્ય છે. એ અપરોક્ષ જ્ઞાન શાસ્ત્ર જાણનાર તથા અવસ્થાવાળા પુરૂષને શાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થાય છે. અપરોક્ષ જ્ઞાન વેદાંત મહાવાક્યનો સારી રીતે વિવેક વિચાર કરવાથીજ થાય છે. કારણ વિચાર વિનાનું જ્ઞાન અપરોક્ષજ નથી. બ્રહ્મના સાક્ષાત્કારમાં વિચાર મુખ્ય છે અને સારી રીતે વિચાર કરવાથીજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આત્માવિચારમાં અસમર્થ પુરૂષે ગુરુમુખથી સાંભલી ઉપાસના કરવી.

**પ્રત્તિક ઉપાસના:**—પરમાત્મા પોતે ચૈતન્યરૂપપણાથી સર્વ પદાર્થમાં અનુસ્યૂત અને સર્વ પદાર્થો પરમાત્મામાં અધ્યસ્ત હોવાથી સંસારરૂપી મોહજાળમાં ડુબેલા અને મનને વશ્ય ન રાખી શકનાર અજ્ઞાની જન સમુદાયના હિતાર્થે પ્રત્તિમાં પુજનનો ક્રમ શાસ્ત્રકારોએ બતાવ્યો છે. એ પ્રત્તિમા (મૂર્ત્તિ) શિલા, કાષ્ટ, ધાતુ આદિની બનાવવામાં આવે છે. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે એમાં પ્રાણપ્રતિષ્ટાઆદિ ક્રિયાઓ કરવાથી દેવોનો તેમાં નિવાસ થાય છે. અને પછી તેને **દેવ** તરીકે માનવામાં આવે છે. દેવ (પરમાત્મા) ઇંન્દ્રિયો આદિનો વિષય ન હોવાથી તેને પરોક્ષતા આપવા માટે પ્રત્તિમાં પુજનનો વિધિં બતાવવામાં આવે છે. કારણ એવા વિધિવગર અજ્ઞાની જનને પરમાત્માનું જ્ઞાન થઈ શકતું નથી અને તેમાં વિશ્વાસ અને શ્રદ્ધા ઉત્પન થતી નથી અને વિશ્વાસ અને શ્રધા વગર બ્યાપક પરમાત્માનું યથાર્થ જ્ઞાન બીલકુલ થતું નથી. સર્વના

આત્મારૂપ સર્વ પદાર્થમાં અને સર્વ જીવમાં પરમાત્મા રેહેલો છે અને તેથી એ પ્રત્તિમામાં પણ પરમાત્મા પરોક્ષ કેહેતા ગુપ્ત રહેલોજ છે, જેથી એ પ્રત્તિમાને પરમાત્મા ( દેવ ) તરીકે પુજા કરવામાં કાંઈ બાધ આવતો નથી. પણ એ પ્રત્તિમા પોતેજ પરમાત્મા છેજ એવી શ્રદ્ધા અને વિશ્વાસથી, દેવ બુદ્ધિએ કરી એની પુજા કરવામાં આવે તો મનવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે અને નિષ્કામ ભક્તિથી જ્ઞાનરૂપ મોક્ષની સિદ્ધિ થાય છે. એ શ્રધ્ધા પણ વિશુદ્ધ અને શરીરમાં નસેનસ વ્યાપ્ત હોવી જોઇએ. તે વગર તેની પુજાનો ખરો સ્વાદ જાણી શકાતો નથી. પણ એ દેવની પ્રત્તિમામાં પથ્થર બુદ્ધિ રાખી દેવની પરોક્ષતા વિશે વિવાદ કરે છે તે પુરૂષને અવિશ્વાસ અને અશ્રધાળુપણાથી કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, થવાનું નથી, અને થાશે પણ નહી, અને તેના ખરા રહસ્યને જાણી શકશે પણ નહી. સ્થુળની પાર જેની બુદ્ધિ પોહોંચતી નથી એટલે વ્યાપક પરમાત્માનું જેને જ્ઞાન બીલકુલ નથી અને જ્યાં બુદ્ધિ ન પોહોચે તે સર્વ ખોટું એવા અશ્રધાળુ અને જડ બુદ્ધિવાળાને કાંઇપણ પ્રાપ્ત થવાનું નથી. દરેક કાર્યમાં, પછી તે ધાર્મિક હોય કે સંસાર વ્યવહાર સંબંધી હોય, તો પણ તેમાં જો શ્રદ્ધા ન રાખવામાં આવે તો તે કાર્ય કદિપણ ફળદાયક નિવડતું નથી.

કર્માનુષ્ટાન આદિ કરવા કરતા ધ્યાન ઉપાસના શ્રેષ્ટ છે, કારણ તેનાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને પછી શ્રવણ કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ કર્માનુષ્ટાનથી તો ચિત્તની પ્રથમ શુદ્ધિ થઇ શાસ્ત્ર શ્રવણ તરફ પ્રીતિ થાય છે અને શ્રવણ પછી મનન અને નિદિધ્યાસથી જ્ઞાન થાય છે. એ કારણથી કર્માનુષ્ટાન કરતા ઉપાસનાની અધિક શ્રેષ્ટતા એજ છે કે ઉપાસક ઉપાસનાના બળથી કર્મોપાસક કરતા બ્રહ્મજ્ઞાનની સમીપમાં વધારે વેહેલો આવે છે.

## ભક્તિ.

ભગવાનના ચરણાંવિંદની ઉપાસના એનુ નામ **ભકિત** છે. સંપુર્ણ ઐશ્વર્ય, સંપુર્ણ વિર્ય, સંપુર્ણ યશ, સંપુર્ણ લક્ષ્મી, સંપુર્ણ જ્ઞાન અને સંપુર્ણ વૈરાગ્ય એવા ૭ ભગ કેહેતા ગુણ સંપન્ન **ભગવાન** કેહેવાય છે. ભગવાન કેહેતા પરમેશ્વર છે. આ ભગવાનનો એક પાદ કેહેતા ચરણ સર્વ ભુતોમાં છે, અને બીજા ત્રણ પાદ કેહેતા ચરણ 'સ્વપ્રકાશ સ્વરૂપના અમૃતરૂપે છે.' એમ શાસ્ત્રવચન હોવાથી ભક્તિયોગમાં ભગવાનના ચરણાર્વિંદ કે જે આ પૃથ્વિ ઉપર સર્વ ભુતોમાં છે તે ચરણાર્વિંદની ઉપાસનાને ભક્તિ કેહે છે. ભગવાનની મૂર્તિનુ દર્શન અને પુજન, ભગવાનની સ્તુતિ, ગુણ તથા કર્મોનું કિર્તન, ભગવાનની કથા સાંભળવામાં શ્રદ્ધા અને ભગવાનનું

ધ્યાન એ ભક્તિના લક્ષણ છે.* એ ભકિત કરવાથી અજ્ઞાનરૂપી અંધકારમાં ડુબી ગયલા તથા દેહાદિક મિથ્યા પદાર્થના અભિમાનથી ઉદ્વેગ પામેલાઓના સંસારભય નિવૃત્ત થાય છે એટલે જન્મ મરણનો ભય મટે છે. એવા માયાથી મોહ પામેલા લોકને વાસ્તે ભગવાન ભકિત સર્વોત્તમ છે. કારણ માયાથી મોહપામેલી બુદ્ધિવાળા પુરૂષો પોતાના કર્મ અને રૂચી પ્રમાણે જુદા જુદા પ્રકારના કલ્યાણના સાધન કેહે છે અને તે સાધનના અનવયે પોતપોતાના કર્મથી એ પુરૂષને જે લોકો ફળ રૂપે મળે છે તે આદિ, અંતવાળા, દુઃખ ભરેલા, તુચ્છ આનંદથી અને શોકથી વ્યાપ્ત છે. એ ભકિત માર્ગના ખરા રહસ્યનો આધાર શ્રદ્ધા અને ભાવના ઉપર છે. કરેલા કર્મો, કાયાથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયો, બુદ્ધિ, અને અહંકારથી, અને અધ્યાસથી ભગવાનને અર્પણ કરવા એજ એ માર્ગનો મુખ્ય હેતુ છે. એમ કરવાથી સર્વ પ્રકારની શરીરાદિક ક્રિયા ભગવત સંબંધી ધર્મરૂપ થાય છે અને સર્વ પ્રકારના દોષોનો નિવારણ થઇ નિવૃત્તિ માર્ગ ઉપર જવાનો માર્ગ સુલભ થઇ જાય છે. ભગવાનની પુજા ઉપરાંત ભગવત્† સ્મરણ કિર્તન વિગેરેનો સમાવેશ એ ભકિતયોગમાં થાય છે.

ઇશ્વર ઉપર વિશુદ્ધ પ્રેમ રાખવો એજ આ માર્ગનો મુખ્ય હેતુ છે. ચિત્ત ભગવાનમાં લગાડી વિષયનું ગ્રહણ નજ કરવું અને કદાચ ઇન્દ્રિયોથી વિષયનું

---

* પુરાણોમાં જે ભગવાન વિષે કથા કહેવામાં આવે છે તે શ્રધાપૂર્વક શ્રવણ કરવાથી જ્ઞાન ઉત્પન થાય છે. પુરાણમાં સર્ગ, વિસર્ગ, વૃતિ, તથા મન્વતર, વંશ, વંશજોનું ચરિત્ર વિગેરેનું વિવેચન કર્યા પછી મુકિત અને હેતુ એ વિષયોનું વિશેષ સ્પષ્ટિકરણ કરવામાં આવે છે. આથી ત્રણ ગુણની વૃત્તિઓ રૂપ પ્રપંચને મિથ્યા સમજાવી, ચિત્ત વિરામ પમાડી, પરબ્રહ્મનું જ્ઞાન આપે છે. એ જ્ઞાન સમ્પાદન કરાવવામાં જે પુરવણી રૂપ કથાઓ તેને પુરાણ કહે છે. છાંદોગ્ય ઉપનિષદમાં, પુરાણોને પાંચમો વેદ કેહેલો છો.

† **પરા, પશ્યંતિ, મધ્યમાં** અને **વૈખરી** એવી ભગવત્‌નામ સ્મરણની ચાર અવસ્થા છે. જ્યારે ભગવત્‌નામ ઉચ્ચારણ સ્થિતિમાં, મુખમાંથી અત્યંત સ્પષ્ટ અતિસ્થુળ થઈ બાહેર આવે છે ત્યારે એને **વૈખરી** કેહે છે, જ્યારે એ નામસ્મરણનું ઉચ્ચારણ છાતીમાંથી નિકલી કંઠમાં થઇ મુખમાંથી સ્થુળ અને ધીરેથી અતી સ્પષ્ટ રીતે બાહેર નિકલે છે ત્યારે એને **મધ્યમાં** કેહે છે, પણ જ્યારે ઉચ્ચારણ કર્યા પેહેલા મનથી અક્ષરો જોઈ લઇ સુક્ષ્મરૂપે સ્મરણ કરવામાં આવે છે અને ઉચ્ચારણના શબ્દોનો નાદ નાભિમાંથી નિકળી છાતી અને કંઠમાંથી થઈ મુખમાંથી કાંઈક ન સંભલાય એવી રીતે બાહેર આવે છે ત્યારે એને **પશ્યંતી** કેહે છે. આધાર ચક્રમાં અસ્ફૂટ અક્ષરવાળો ઉચ્ચારણનો જે અતિસૂક્ષ્મ નાદ ચાલે છે તેને **પરા કેહે** છે. એ પરા સ્મર્ણ સૌથી શ્રેષ્ટ છે અને ભકિત માર્ગના સ્મરણની અવધિ છે. એ સઘળા દોષોનો નિવારણ થઈ સર્વમય જગત્ ભગવત્‌રૂપે બતાવી આપે છે.

ગ્રહણ થાય તો પણ આ જગત ભગવાનની માયારૂપ છે એમ સમજી પ્રતિકુળતામાં દ્વેષ ન રાખવો તથા અનુકુળતામાં રાજી થવું નહી. ભગવાનનું હરહમેશ સ્મરણ કરવું તથા દેહના ધર્મરૂપ જન્મ મરણ, પ્રાણના ધર્મરૂપ ભુખ તરસ, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા, અને ઇન્દ્રિયોના ધર્મરૂપ શ્રમ, એ સંસાર સંબંધી ધર્મો છે એમ સમજી ચિત્તમાં કામકર્મ કે વાસનાનો ક્ષય કરવો અને શાંત રહી સર્વ પ્રાણિઓમાં સમ બુદ્ધિ રાખવી, કર્મોના સંકલ્પ વિકલ્પ કરનાર મનને રોકી મનનો નિગ્રહ કરવો. એવા મનના નિગ્રહથી ભજન થાય તો અભય થવાય છે. તેથી પ્રેમલક્ષણા ભકિત, પ્રેમના સ્થાનક રૂપ ભગવાનના રૂપની સ્ફુર્તિ, અને ઘર આદિમાં વૈરાગ્ય, એ ત્રણ ભગવાનના ભજનથી પ્રાપ્ત થાય છે. ઘણા ભજન કરવાથી ભકિત આદિ વધતા જતા પરા ભકિત પ્રાપ્ત થાય છે. અને આવી રીતે અવિચ્છિનપણાથી ભગવાનનુ ભજન કરનારને ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય પ્રબલ થતાં અંતે સાક્ષાત પરમ શાંતી પ્રાપ્ત થાય છે. ધ્યાનથી, યજ્ઞથી અને પુજનથી જે મળે છે તે ફકત આ ભકિતયોગ પ્રમાણે કિર્ત્તનથી મળે છે. સંસારમાં ભટકતા પ્રાણિઓને કે જેઓને ભગવાન શું વસ્તુ છે એનું ખ્યાલ નથી અને સંસાર સુખ શીવાય બીજો કોઇ પણ વિચાર જેઓને આવતો નથી એવા પ્રાણિઓને કિર્તન સમાન બીજો કાંઇ લાભ નથી. તેવાઓને કિર્તનથી પરમશાંતી મલે છે અને જન્મ મરણના ભયથી તરી જાય છે. ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને ભગવાનમાંજ સ્થિર કરવા. એ વિના અંતઃકરણ શુદ્ધ થતું નથી. ભકિતયોગથી ચિત્ત પોતાના કામવાસનાનો ત્યાગ કરે છે અને તદ્‌રૂપતાને પામે છે. ભગવાનના પવિત્ર કથાના શ્રવણ અને વર્ણનથી જેમ જેમ ચિત્ત સ્વચ્છ થાય છે તેમ તેમ સુક્ષ્મ વસ્તુરૂપં ભગવત્‌સ્વરૂપ જોવામાં આવે છે. ચિદરૂપ ભગવતસ્વરૂપ થઇ જાય એજ જ્ઞાન કેહેવાય છે અને એ જ્ઞાન પરિપકવ થતા સર્વ પ્રાણિમાત્ર ભગવાનનું સ્વરૂપ કે જે મારૂ સ્વરૂપ છે એમ થાય છે ત્યારે એને વિજ્ઞાન કેહે છે.

ભગવાનમાં ચિત્ત રાખનાર અને સઘળા વિષયોમાં તૃષ્ણારહિત પુરૂષને તેના પરમાનંદ સ્વરૂપના સ્ફુરણથી પરિપુર્ણ સુખ મળે છે. જીતેન્દ્રિય નિરાભિમાન, શાંત, ભગવતપ્રાપ્તિથીજ સંતોષ પામેલો અને સમદષ્ટિવાળો પુરૂષ સુખમય થઈ ભગવત વિના બીજા કશાને ઇચ્છતો નથી. ભગવાન ભકિત સઘળા પાપને ભસ્મ કરે છે. પ્રિય આત્મારૂપ શ્રદ્ધાથી થયેલી એકલી ભકિતથી સત્‌પુરૂષોને ભગવાન વશ્ય થાય છે. એ ભકિત ચંડાળ આદિ લોકોને જાતિદોષ છતાં પવિત્ર કરે છે. પણ સત્ય અને દયાથી યુકત ધર્મ અને તપથી યુકત વિદ્યા ભકિતરહિત ચિત્તને સંપુર્ણ રીતે

પવિત્ર કરતા નથી. શરીરમાં રૂવાટાં ઉભા થયા વિના, ચિત્ત પીગલી ગયા વિના, અને આનંદના આંસુના ટીપા પડયા વિના, શુદ્ધ ભકિત જણાતી નથી.

ભકિતમાર્ગમાં બતાવ્યા પ્રમાણે સંસાર તરવાનો ઉપાય એજ છે કે ભગવાનનું સ્મરણ કરતા કરતા સઘળા કર્મો ભગવત્ વાસ્તે કરવા; મન અને ચિત્ત ભગવતમાં લગાડવું; મન અને ચિત્તની રૂચીઓ ભગવત કર્મમાંજ લગાડવી; નિર્મળ અંતઃકરણ કરી ભકતજને સર્વ પ્રાણિઓમાં અને પોતામાં ભગવાનને રહેલો જોવો કે જે ભગવાન આવરણ રહિત અને અંદરબાહેર પુર્ણ છે. આ પ્રમાણે કેવળ જ્ઞાનરૂપ દૃષ્ટિ રાખતા સર્વ પ્રાણિઓને ભગવતસ્વરૂપ માનીને સર્વનો જે સત્કાર કરે એજ ખરો ભકત કેહેવાય છે. જયાંસુધી સર્વ પ્રાણિઓમાં એવી ભાવના ઉત્પન્ન ન થાય ત્યાંસુધી વાણી, મન અને કાયાની વૃત્તિઓથી ભગવાનની ઉપાસના કરવી. એ પ્રમાણે કરવાથી સર્વમાં ઇશ્વરબુદ્ધિ થાય છે. અને ઇશ્વરબુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે. એ વિદ્યા પ્રાપ્ત થતા સઘળા સંશય મટી જાય છે. સઘળું ભગવતમય જોવામાં આવે છે અને ક્રિયાઓ છુટી જાય છે.

જેમ કર્મયોગમાં નિષ્કામકર્મોને પ્રધાન્યતા આપવામાં આવે છે તેમ આ ભકિતયોગમાં નિષ્કામ ભકિતને વધારે અગત્યતા આપવામાં આવે છે. કારણ નિષ્કામ ભકિતજ શ્રેષ્ટ છે. અને એ નિષ્કામ ભકિત વિના એ માર્ગમાં સંસાર તરવાનો બીજો રસ્તો નથી. કારણ ભગવત્ પ્રાપ્તિમાં જે ક્રિયાઓ કરવાની શાસ્ત્રમાં આજ્ઞા કરવામાં આવે છે અને તે તે ક્રિયાઓ કરાવવા વાસ્તે સ્વર્ગાદિકની લાલચ આપવામાં આવે છે, પણ તે ક્રિયા કરવાથી ફળ સ્વર્ગાદિક મળે એમ નથી પણ છેવટ જતા કર્મથી છુટવા વાસ્તે છે. કર્મથી છુટાય તોજ સંસાર બંધનથી મુકત થવાય છે. એવી લાલચ ન આપવામાં આવે તો કોઇપણ ક્રિયાઓ કરે નહી અને ક્રિયાઓ ન કરવામાં આવે તો મોટો અનર્થ ઉત્પન્ન થઈ સંસાર બંધનમાં સંકટ આવે. આ ઉપરથી એમ ન સમજવું કે કર્મો તદન છોડી દેવા એજ પુરૂષાર્થ છે. એમ નથી. પ્રથમથીજ કર્મોનો ત્યાગ કરવો નહી. પણ નિષિધ કર્મનો ત્યાગ કરી જ્ઞાન ન થાય ત્યાં સુધી શાસ્ત્રોક્ત કર્મો અવસ્ય કરવા જોઇએ અને તે પણ સ્વર્ગાદિક ફળની ઇચ્છા અથવા લાલચ વગર ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવા જોઇએ. એવી બુદ્ધિથી કરવામાં આવતા કર્મો જે છુટવારૂપ છે તેથી જ્ઞાન સિદ્ધ થાય છે. કર્મમાં રૂચી ઉત્પન્ન થવા વાસ્તે શાસ્ત્રોમાં ફળની પ્રાપ્તિનું કથન છે અને નિષ્કામ કર્મમાં પ્રવર્ત્તવું એ એનો ગુહ્ય અર્થ છે. નિષ્કામ કર્મથી અંતઃકરણ શુદ્ધ થઈ આત્મા-

વિદ્યા સમજવામાં આવે છે. એ આત્મજ્ઞાન તેના અધિકાર વિના બીજાને સમજ પડતી નથી. અધિકાર વગરના લોકો કર્મોનો વૃથા ત્યાગ કરે તો ઉલટા ભ્રષ્ટાચાર થાય છે. એવીજ રીતે દ્રવ્ય આદિ ગુણ દોષ તથા કર્મની શુદ્ધિ અને અશુદ્ધિનો વિભાગ જે શાસ્ત્રમાં પાડવામાં આવ્યો છે તેનો તાત્પર્ય પ્રવૃતિ ઓછી કરી નિવૃતિ ઉપર લઇ જવા ઉપર છે. કારણ નિવૃતિ ધર્મજ મનુષ્યને પરમ કલ્યાણરૂપ છે. જે જે વિષયોમાં મનુષ્ય આસક્ત હોય તે તે વિષયો યુકિતથી મુકવામાં આવે એવી દીર્ઘ દ્રષ્ટિથી શાસ્ત્રમાં ગુણ દોષનું નિરૂપણ કર્યું છે જેનો તાત્પર્ય નિવૃતિ ઉપરજ છે. વાસ્તે દેહાદિક અહંકારરૂપ બંધનને તોડી નાંખવા પોતાને પ્રિય લાગે તેવી પ્રતિમાંની વેદોકત અને તંત્રયુકત સાથ લઇ યથા વિધિથી પુજા કરવી એ દરેક મનુષ્યનું કૃતવ્ય છે. એ વિધિથી પુજાના ક્રમમાં *આસન અને માળા વિગેરેના ક્રમનો સમાવેશ થાય છે. આ શરીર જે સુખની ઇચ્છા સદા રાખે છે તે છેવટે દુઃખના ભોગરૂપ થાય છે. પણ જો સદાચારથી ચલાવવામાં આવે તો વૈરાગ્ય અને વિવેક આપનાર આ શરીર છે. બાકી ઇન્દ્રિયો શરીરને પોતા તરફ ખેંચે છે. જેવી રીતે કે જીભ રસને વાસ્તે, તરસ પાણી માટે, શિશ્ન મૈથુન માટે, ચામડી સ્પર્શ માટે, પેટ અન્ન માટે, ઘ્રાણ સુગંધી માટે, ચક્ષુ રૂપ વાસ્તે અને કર્મેન્દ્રિયો પોતાના વિષયો વાસ્તે ખેંચે છે. એ ઉપાધિને લીધેજ આ શરીરનો અધિષ્ટાન (જે વાસ્તવિક બ્રહ્મરૂપ છે) જીવ કેહેવાય છે.

---

*આસનનો ક્રમ:—હરણનું ચામડું આસનમાં મુકિતદાતા છે, વ્યાઘ ચર્મ મોક્ષદાતા તથા લક્ષ્મિ; કુશનું આસન જ્ઞાનદાતા; પાંદડાનું આસન આરોગ્યતા; વસ્ત્રનું આસન લક્ષમિદાતા છે, પણ પાષાણ કે લાકડા ઉપર બેસી પુજા કરે તો દુઃખ અને રોગ ઉત્પન્ન થાય છે. માળાનો ક્રમ:—સ્ફાટિકની માળાથી જપ કરવામાં આવે તો સામ્રાજની પ્રાપ્તિ; પુત્ર જીવનીની કે સોનાના મણીની માળા લક્ષ્મી પ્રાપ્તિ; કુશના ગ્રંથની માળાથી આત્મજ્ઞાન; રૂદ્રાક્ષ અથવા પારાની માળાથી સર્વ સિધ્ધિ; પરવાળની માળાથી લોક વશ્ય, મોતીની માળાથી સર્વ વિદ્યા, માણેકની માળા અથવા રૂપાના પારાની માળાથી પોતાને મન પસંદ કન્યાની પ્રાપ્તિ થાય છે. આ આસન તથા માળાનો ક્રમ કામનાભકિત તથા પુજન વાસ્તે છે (શીવગીતા). નિષ્કામ ભકિત વાસ્તે અક્ષમાલિકોપનિષદમાં પરવાળા, મોતી, સ્ફાટિક, શંખ, રૂપું, સોનું, ચંદન, કમળબીજ અને રૂદ્રાક્ષની માળા કહી છે. પંચામૃત, પંચગવ્ય અને ગંધોદક વડે માલાને ધોઇ એક એક અક્ષર રૂપ એક એક દેવની સ્થાપના કરી પૃથ્વિ, અતંરિક્ષ અને સ્વર્ગમાંના દેવો તથા પિતૃઓને નમસ્કાર કરી જ્ઞાનમયી અક્ષમાળાને શોભા યુક્ત કરવા તેમની અનુમતિ માંગવી અને સર્વાત્મકપણાની ભાવના તે માળામાં કરવી, આવી રીતે અક્ષમાળા વડે જપેલો મંત્ર સદ્ય સિધ્ધિ આપનાર છે.

સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથીજ ક્રિયા શક્તિ જેમાં પ્રધાન છે એવા પરમાત્માએ સંકલ્પ લક્ષણ કર્મથી એવું નિર્માણ કરેલું છે કે અમુક અમુક જીવોને અમુક અવસ્થામાં અમુક કાળ સુધી અમુક પ્રકારનું દુઃખ થાશે એવા નિર્માણના સંકલ્પના સ્વભાવથી ચિત્તમાં ઉત્પન્ન થયલા દુઃખને ઇશ્વર પોતે જીવભાવથી ઉપાધિમાં પ્રવેશ કરી તે દુઃખ જીવ પાસે ભોગવાવે છે. એ પરમાત્માની સ્ફુરણારૂપી ચિત્ત શક્તિને **નિયતિ** કેહે છે. એ નિયતિને માહાસત્તા માહાશક્તિ પ્રારબ્ધ વિગેરે કેહે છે. તે સર્વ જનપ્રત્યે અવશ્ય રહેલી છે. એ નિયતિની સત્તા સર્વ કલ્પમાં છે અને એ નિયતિને લીધે સૃષ્ટિની આદિથી અમુક પદાર્થમાં અમુક પ્રમાણમાં અમુક ગુણ અમુક કાળ સુધી અમુક પ્રમાણે રેહેશે વિગેરે જે નિર્માણ થયું છે તે તેમને તેમ રેહે છે. એ નિયતિની અન્યથા સ્થિતિનું અનુમાન થઇ શકતું નથી વાસ્તેજ એને દૈવ કેહે છે. એ નિયતિએ કરી પુરૂષાર્થની સત્તા છે. પુરૂષાર્થે કરીને નિયતિની સતા છે. પુરૂષાર્થ વગર નિયતિ કાંઇપણ ફળ આપતી નથી. વાસ્તે પુરૂષાર્થ-પરાયણ રહી ઉપર જણાવેલા કોઇપણ માર્ગથી નિષ્કામ સાધનરૂપ કલ્યાણ મોક્ષની પ્રાપ્તિ અવશ્ય કરવી એજ મુખ્ય પુરૂષાર્થ છે. એ શીવાય અન્ય બીજો કોઈ પણ પુરૂષાર્થ આ જગતમાં નથી. બ્રહ્મની સત્તા નિયતિના વિલાસથી સર્વ ઠેકાણે જોવામાં આવે છે અને સર્વથા સર્વ કાળમાં સર્વ દેશમાં સર્વ કાર્ય કરવા સમર્થ છે અને સર્વજ્ઞ હોવાથી સર્વને નિયમમાં રાખવા સમર્થ છે. એ સત્તા સર્વ પ્રકારની શકિત છે એને એ શકિત અંતઃકરણરૂપ ઉપાધિમાં જીવભાવથી પ્રવેશ થઇ ચિત્ત શકિત ઉત્પન કરે છે જેથી જે ઠેકાણે જેવા પદાર્થની ભાવના કરે તે ઠેકાણે તે સમયે તેવા પદાર્થ જોઇ શકે છે. અને તેની સર્વ પ્રકારની શકિત હોવાથી જેમ કલ્પના કરે તેમ થાય છે. તે શકિત એજ આત્મા છે. પોતે ચૈતન્યરૂપ હોવાથી અને સર્વ ઇન્દ્રિયોદ્વારા સર્વ દૃશ્ય વર્ગને જણાવનાર હોવાથી એ આત્માને ચિદ્રુપ એવું બીજુ નામ આપેલુ છે. એ અનંત ચિદાકાશરૂપ છે. ચિત્તરૂપ ઉપાધિમાં ચિદ્રરૂપબિંબનો પ્રતિબિંબ એને **ચિદાભાસ** એવી સંજ્ઞા આપેલી છે. જે વડે ક્રિયા આ દેહરૂપી ઘરમાં થાય છે. ક્રિયાના કુશળપણાના અનુસંધાનથી મનનો ઉત્પન્ન થતો વિકાસ એજ કર્મ બીજ છે. અને ક્રિયાની સ્ફુરણા થવી એનેજ કર્મ કેહે છે. જીવ ઉત્પન થયા પછી કર્મને લીધે વિચિત્રતાને પામે છે. સર્વ જીવોની વાસનાને લીધે, જુદા જુદા આકાર અને ચિતસ્પંદને લીધે કર્મ થાય છે જેથી જન્મ અને ઉંચ નિચ લોકની પ્રાપ્તિ થાય છે. આવી રીતે આદિ કારણ બ્રહ્મમાંથી ચૈતન્યની સ્ફુરણાથી શુભ અશુભ કર્મને લીધે નાના પ્રકારના જગત તથા ભુવનો ઉત્પન થાય છે.

બ્રહ્મ પોતાના સંકલ્પવડે પોતાનાથી સત્તાવાળી સુક્ષ્મશરીરરૂપ ઉપાધિમાં પ્રવિષ્ટ થઇ તેને ટકાવી રાખનાર પ્રાણનો આધાર હોવાથી એને સમષ્ટિ જીવ કેહે છે. જોકે એનુ વાસ્તવિક સ્વરૂપ ચિન્માત્રા અનુભવરૂપ સર્વત્ર વ્યાપ્ત અને સર્વ રૂપે છે. જે જે પદાર્થનાં જાતિગુણ આકૃતિ આદિ જે કાંઇ અસાધારણરૂપ છે તે તે રૂપે તે પદાર્થની અંદર રહેલો છે અને વારંવાર તે પદાર્થ જોવામાં આવતા આકૃતિ આદિનું ભાન થવાથી તે તદ્રુપતાને પામે છે. સત્યસંકલ્પપણાને લીધે જ્યાં જ્યાં જેવી કલ્પના કરે તેવી રીતે થઇ જાય છે અને સર્વના અનુભવમાં આવે છે. એ સમષ્ટિ જીવમાં વિચિત્ર ચૈતનાત્મક સૃષ્ટિ રેહેલી છે અને એ બ્રહ્મતત્વમાં એકરસરૂપે રેહેલી છે. પોતામાં સમષ્ટિ અંહકારને કલ્પી લઇ પોતાના સર્વ શકિતમાનપણાથી દેશ કાળ ક્રિયા આદિ સર્વ સબંધિ વિવિધ પ્રકારની શકિતઓને પ્રગટ કરે છે પછી સંસ્કાર રૂપે કાંઈક પ્રકટપણુ થવાથી કાંઈક પ્રતીતિમાં આવનાર અને અસ્ફુટપણે રેહેલા અસત્ય છતાં સત્યની પેઠે ઘણા વિસ્તારવાળા મિથ્યા આકારને ધારણ કરી રેહેલા સમષ્ટિ ચિત્તને પોતાની અંદર કલ્પે છે. અને મન સમષ્ટિનું અભિમાન ધારણ કરે છે. મન સમષ્ટિનું અભિમાન થતા પોતાનું સ્વરૂપ ભુલી જઈ સ્થુળ ભાવની કલ્પના કરી તે રૂપે બની જાય છે. અને પંચીકરણ વિરાટ રૂપ થઇ જઈ પોતાના સ્થુળ ભાવની ભાવનાવડે વિસ્તાર પામે છે. અને બુદ્ધિ સમષ્ટિનુ અભિમાન ધારણ કરી લઇ એ વિરાટ પુરૂષ મનના અનંત વિકલ્પોને લીધે અનંત આકારવાળો રેહે છે. જગત્તમાં જે કાંઇ ઉત્પન થયલુ જોવામાં આવે છે તે સર્વ વિરાટના સંકલ્પ રૂપ છે- પોતાની પુર્વકાળની ઉપાસનાવડે ઉત્પન થયલી વાસનાના યોગથી સૃષ્ટિના આરંભ કાળમા વિરાટ રૂપ થઇ જઇ પોતાની પ્રથમ ઉપાસનાના ફળરૂપે સર્વ વિષયોના ઉપભોગમાં તત્પર થઇ રેહે છે. એ વિરાટ જગતના સર્વ પદાર્થ સમુહોના કારણરૂપ અને કાર્યમાત્ર કારણના જેવાજ હોય છે. તેને લીધે જેમ સમષ્ટિ જીવમાં તેના અધિષ્ટાન સત્તાની અંદર આ વિરાટ જોવામાં આવે છે, તેમ પ્રત્યેક જીવમાં પોતાની અંદર સર્વ સૃષ્ટિ રચવાનું સામર્થ્ય રેહેલુ છે. અને મનોવૃતિને અનુસરી પોતાનો આત્માચૈતન્ય બાહ્ય અને અંદર વિષયોને આકારે પસરી જતા વિરાટની પેઠે એ જીવ પણ તે અર્થને અનુભવે છે. વિરાટનું સૃષ્ટિ રચવાનું સામર્થ્ય પ્રત્યેક આત્મામાં રેહેલુ છે. જેવો આ વિરાટઆત્મામાં સઘળો વિસ્તાર રેહેલો દેખાય છે તેવોજ વિસ્તાર નાના દેહવાળા સર્વ જીણા જીવોમાં પણ રેહેલો છે. પ્રથમ અમૃતકણના જેવો અતિ સુક્ષ્મ અને અમર જીવે પ્રથમ વિર્ય રૂપ

ઉપાધિનો આશ્રય કરી એ વિર્યરૂપ ઉપાધિના જીવને લીધેજ માતા પિતાના મૈથુન સમયમાં પુર્ણ આનંદરૂપ બ્રહ્મ જે સર્વત્ર ભરપુર છે તેની ભોગાકાર થયલી ચિત્તવૃતિમાં પ્રતિબિંબ પડવાથી વિષયાનંદ રૂપે અનુભવમાં આવે છે. એ બ્રહ્મના આભાસરૂપ આનંદ જે જીવ ચૈતન્યની અંદર રેહેલો છે તેને પોતાનો આત્મા જે અધ્યાસવડે વીર્યના સ્વભાવરૂપ થઇ રેહેલો છે તે વડે અનુભવે છે. અને પોતાનું ખરૂ આનંદરૂપ સ્વરૂપને વિર્યરૂપ સમજી લઇ તદાત્મના અધ્યાસને લીધે પછી એ વિર્યરૂપ બીજથી આરંભી પોતે તનમય થઇ જાય છે, તદ્રુપતાને ધારણ કરે છે, અને એ જીવ ચૈતન્ય વીર્યની અંદર સુક્ષમરૂપે રેહેલા આ પાંચભૌતિક દેહને પણ અધ્યાસને લીધે આત્મારૂપ માની બેસે છે અને પોતે તે રૂપ બની જાય છે.

આત્મા અધ્યાસ અને ભ્રાંતિ વિના બીજુ કાંઈ કારણપણું કે કાર્યપણ્ નથી. જીવ અને જીવપણુ વિકલ્પવાલી બુદ્ધિવડેજ ભિન્ન કલ્પાય છે. જોકે પોતે વાસ્તવિકરીતે બ્રહ્મરૂપ છે. પણ અનિર્વચનીય અજ્ઞાન વડે વીટાઇ જઈ દ્રશ્ય વસ્તુમાં વાસનાવડે બંધાઇ રહી પ્રાણ ઇન્દ્રિયો આદિ જડ વર્ગમાં અધ્યાસ વડે પોતાનુ માની લઇ જન્મથીજ આંધળાની પેઠે ખરા માર્ગને દેખતો નથી. જગતને આકારે પસરી રેહેલી આ અતિ વિસ્તર્ણ અવિદ્યા શકિતવડે વિટાઇ રેહેલો જીવ પોતાના સ્વરૂપ (અદ્વિતિય છે) માં દ્રષ્ટા અને દ્રશ્ય એવી દ્વૈતની કલ્પના કરી લઇ તેમાં અભિનિવિષ્ટિ થઈ જાય છે. પણ વાસ્તવિક રીતે અજ્ઞાનના આવરણથી રહિત પ્રકાશમય ચેતનતત્વજ પોતાનો આત્મા છે અને દેહાદિક આકારે પરિચ્છિન થઇ રહેલી અહંકારરૂપ ઉપાધિને આત્મારૂપ સમજે છે એજ અધ્યાસ છે. એને જીવાશ્રિત **તુળાવિદ્યા** કેહે છે. પુર્વારૂઢ સંસ્કારથી ઉદય પામેલા પોતાના ભ્રાંતિજન્યજ્ઞાનથી ઉત્પન થયલા એવા અધ્યાસથીજ અજ્ઞ જીવો એમ જાણે છે કે પોતાનો, પોતાની વૃત્તિ તથા વિષયોનો જ્ઞાતા પોતાથી ભિન્ન અન્ય પુરૂષ છે અને જે પુરૂષને **પરમાત્મા** એવા નામથી કેહેવામાં આવે છે. વસ્તુતાએ તે પુરૂષ સર્વ જીવોના ચૈતન્ય પ્રત્યગાત્મા છે. પણ જ્યારે એ અધ્યાસ કહેતા અજ્ઞાનતા નિવૃત્ત થાય છે, સદાકાળ આત્મા જ્ઞાન સ્ફુર છે ત્યારે પ્રતીત થતું સર્વ જગત એવા ઉપજેલા જ્ઞાનવડે પ્રત્યગાત્મા રૂપ જણાય છે.

પોતાના કાર્ય મિથ્યા હોવાથી પોતાના કારણમાં એ વિરાટ અસ્ફુટ પણે રેહેલો છે વસ્તુતાએ બ્રહ્મ અધિષ્ટાન સત્તા સિવાય બીજુ વિરાટનુ

અધિષ્ટાન ન હોવાથી તે નિર્વિકારજ છે. કારણ બ્રહ્મ એ વિરાટ મનમયેરૂપે ઉદય પામેલો છે. જેથી બ્રહ્મથી અભિન્ન અને અનંત વ્યાપ્ત અને અનંત સમષ્ટિના દેહ સંબંધવાળી અધિષ્ટાન સતાવડેજ વિર્વત થઈ રહેલો વિરાટ પુરૂષ માયાના સંબંધથી સબળ બ્રહ્મમાં રેહે છે.



भज विश्रांतिं त्यज रे भ्रांतिं निश्चिनु शैवं निजरूपम् ॥ हयादयातीतं सच्चित्सुखरूपस्त्वं भव शिष्टः ॥ १ ॥ दृश्यमशेषं त्वत्तो भिन्नं मा भैषीः किल भूमानम् ॥ विद्धात्मानं वेदनरूपं वेदशिरस्थं भव शिष्टः ॥ २ ॥ तृणवत् त्यज धनवनितापुत्रान् लोकं शोकं भेदभवम् ॥ इदमहमित्थं कलनां हित्वा पूर्णानंदो भव शिष्ट. ॥ ३ ॥ कृत्याकृत्ये त्यज रे दूरे विधिगोचरतां मागास्त्वम् ॥ मानागोचररूपं ज्ञात्वा किं त्वं कर्त्ता भव शिष्टः ॥ ४ ॥ लोकविलक्षणचरितो भूया लोकातीतं पदमिच्छन् ॥ पावय सकलां पृथिवीमेनामात्मारामो भव शिष्टः ॥ ५ ॥ निंदास्तोत्रे मानामानौ समदृष्टेस्ते किं कुरुताम् ॥ कुरुतां लोकः कामं स्वेष्टं कातं हानिर्भव शिष्टः ॥ ६ ॥ शैवः शाक्तो गणपतिभक्तो वैष्णवसौराविति नाना ॥ अज्ञात्वाऽयं जाता लोके सत्वं शंभु र्भव शिष्टः ॥ ७ ॥ जलबुद्बुदवज्जगदिदमखिलं पश्यन्नात्मनि तिष्ठ त्वम् ॥ को वा मोहः शोकः को वा द्वैत दृशस्तव भव शिष्टः ॥ ८ ॥ अजपामंत्रं देशिकवचनाल्लुब्ध्वा देवं स्वात्मानम् ॥ ज्ञात्वा सहजावस्थायां वस भावातीतो भव शिष्टः ॥ ९ ॥ शिष्टस्तोत्रं श्रमिष्टानां तुष्टिकरं स्यादिति कलये ॥ इत्थावस्था सर्वेषां स्याद्गुरुकृपया किल बुद्धिमताम् ॥ १० ॥

ॐ शान्ती, शान्ती, शान्ती.

**समाप्त.**



# બ્રહ્મ નામાવલી.



## (કવાલીના રાગ ઉપર)

સુનો સદ્‌ગુણીજન ગુરૂવાણી, ચિત્તધન થઈ ધરો કરણી;
જગત મિથ્યા છે ગુરૂ સત્યમ, નિરાકાર અવિકાર છે સદા નિત્યમ.
નિત્ય શુદ્ધ અત્યંત મુક્ત છે પરમાનંદ, શુદ્ધ ચૈતન્યરૂપ છે અખંડાનંદ;
અસંગ, નિર્લેપ, અચ્યુત છે ભુમાનંદ, આત્મારામો નિર્દોષ છે પુર્ણાનંદ.
પ્રકૃત્તિપર થઈ પ્રત્યેક છે ચૈતન્યોહં, અવિનાશી રહે છે શાશ્વતાનંદ;
સ્વપ્રકાશ રૂપ તું છે બ્રહ્માનંદ, ગુણત્રય વ્યતીત છે તું નિત્યાનંદ;
કુટસ્થ અંતર્યામી છે પરમાત્મહંમ, સર્વદા પ્રકાશક છે ચિદ્‌ઘનાનંદ.
પ્રજ્ઞાનઘન સ્થિત અચલ રૂપોહં, સનાતન સર્વઆત્મા છે અભોકતાનંદ;
તાપ ત્રિય વિમુક્ત છે સચ્ચિદાનંદ, દેહત્રીય વિલક્ષણ છે વિધાનંદ.
સ્થાવર જંગમ છે સાક્ષિ અચલોહં, નિષ્કલો નિષ્ક્રિયો છે અપરોક્ષાનંદ.
દ્રષ્ટા, દ્રશ્ય, દંદ્ર પદાર્થ વિશ્વમાં, નામરૂપ બાધા કરતા રહે આત્મા;
દ્રષ્ટા છે બ્રહ્મા દ્રશ્ય રહે માયા, વેદાંત શાસ્ત્ર કરે છે પોકારા.
અંતર જ્યોતિ રૂપ છે આત્માનંદ, માયાપર સ્થિત રહે કરૂણાનંદ;
આત્મા જ્યોતિ છે કલ્યાણ રૂપં, જ્યોતિપર જ્યોતિ સ્વયંપ્રકાશમ.
સ્વામી નારાયણ કહે સુનો ગુણીજન, ગુરૂશિક્ષા ધરી રહો ચિત્તમગન;
ગુરૂ ગુરૂ ધ્યાન કરો તમો સદા, નિવારણ કરે ભવસાગર આપદા.





જગદ્ગુરૂ શ્રી મચ્છંકરાચાર્ય શ્રી શારદામઠ દ્વારકા સંસ્થાનાધીશ્વર
શ્રીમન્માધવતીર્થ સ્વામી.

### श्रीमच्छङ्कराचार्यविरचित

# सदाचार.



સદ્ કહેતા આત્મા, આચાર કહેતા ક્રિયા, એટલે આત્મા સાક્ષાત્કાર થયા પછી જ્ઞાની પુરૂષનું આચરણ કેવી રીતે હોય છે તેનું સ્પષ્ટ નિરૂપણુ કરનારી વિદ્યાનું નામ સદાચાર.

**सच्चिदानंदकंदाय जगदंकुरहेतवे।**
**सदोदिताय पूर्णाय नमोऽनंताय विष्णवे ॥ १ ॥**

કોઈ પણ પુસ્તકરચનાના આરંભમાં ગણપતિ વિગેરેની આરાધના કરવામાં આવે છે તેમ આ જ્ઞાન માર્ગનું પુસ્તક હોવાથી અહીઆ અનંત કેહેતા જેનો આદિ અને અંત નથી એવા વિષ્ણુની આરાધના શરૂઆતમાં કરવામાં આવે છે.

અર્થ:—સત્, ચિત્ત અને આનંદરૂપ વિષ્ણુ જેનો હેતુ જગતનો અંકુર છે એટલે જેની ઉત્પત્તિ, જગત્ અને લય છે એવા હરહમેશ સ્થિતિ રેહેનાર પૂર્ણ એવા વિષ્ણુને નમસ્કાર કરૂ છું.

વિવેચન:—સૃષ્ટિની પૂર્વે જે (સત્ત) સદા કાયમ ( આત્મા ) છે તેજ કેવળ ભ્રાંતિ વગરનો, જ્ઞાન અજ્ઞાનની પેલી બાજુએ રેહેનાર કેવલ બ્રહ્મ છે. ઉત્પત્તિની અગાઉ સૃષ્ટિ મધ્યે આશ્રય કરી વ્યાપી રેહેલું નામરૂપ છે તે તે પદાર્થ મધ્યે બ્રહ્મ છે. પાંચ ભુતથી ચારે ઉત્પત્તિઓ જારજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ જે દેખાય છે તે મધ્યે ચંચળ ચૈતન્યતત્વથી ભાસન થતો બ્રહ્મ છે. એ પાંચ તત્વથી ઉત્પન્ન થયલી વસ્તુઓનો બાધ કરતા જે જે નામરૂપ ઉત્પન્ન થાય તેનો પણ લય કરી વિવેકવિચાર કરતા જે શેષ વસ્તુ રહે તે ચૈતન્ય તે બ્રહ્મ છે. જે ત્રણ અવસ્થાને પ્રાપ્ત થતો નથી. એવો ત્રણ કાળથી બાધ રહિત સદોદિત કાયમ રેહેનાર આત્મા એજ સત્તરૂપ ( સદ્રુપ ) બ્રહ્મ છે. તે એના લક્ષણ સ્વરૂપથી સમજવાનું છે.

ચિદ્રુપ (ચિત્તરૂપ) બ્રહ્મનું લક્ષણ:—જડત્વ પદાર્થનું નિવારણ કરતા સ્વરૂપથી તે કાંઇ જુદુ નથી. ચિદ્રુપ માયાનું લક્ષણ છે જેનાથી ભાસ અભાસમાન

થતા લક્ષણો શ્રુતિથી વિરૂદ્ધ છે. એ માયાને સ્વતંત્ર કીધી એટલે તેનો નિષિદ્ધ કરતા જે બાકી રહે તે ચિદ્રુપ બ્રહ્મ છે. માયા સહિત સર્વ જડત્વ બ્રહ્મ છે એવી ચિદ્રુપતાથી માયાને જાણવી એનેજ આ વિદ્યાથી બુદ્ધિ કેહેવાય છે. ખુલ્લી આંખોથી સર્વત્ર સ્પષ્ટ દેખાય છે પણ આંખો બંધ કરવાથી જે કાંઇ અનુભવમાં આવે છે તેજ બ્રહ્મનું સર્વજ્ઞપણુ બતાવે છે; કારણ સર્વની હસ્તી છતાં સર્વને જાણે છે, સર્વનો લય પણ દેખે છે છતાં પણ તે પ્રકાશ કરે છે, એવો પોતાના પ્રકાશથી પ્રકાશકરનાર બ્રહ્મ છે. વૃતિ નષ્ટ થતા સુષુપ્ત અવસ્થાનો જાણનાર એ સ્વયંજ્યોતિ છે. એ જાણનાર ચિન્મુર્તિ, વૃત્તિના અભાવને દેખે છે, અભાવ માયાથી ઉત્પન્ન થાય છે અને તેનો માનસિક જ્ઞાનથી લય થાય છે. એ જ્ઞાનનું નષ્ટપણું થવાથી કેવળ સાક્ષી રેહે છે. ચિદ્રુપ બીજી રીતે ભાસમાન થાય છે તે એવી રીતે કે તે જ્ઞાન લયનો સાક્ષી છે એ આપણે પોતે અનુમાનથી સમજીએ છીએ. આપણો લય આપણે પોતે જોઇએ છીએ જેને માયાના અભાવથી દુષ્ણ કેહેવામાં આવે છે, તેવીજ રીતે આપણે પોતે વૃત્તિઓનો લય સમજીએ જોઇએ. જેથી ચિદ્રુપનો લય થવાથી સદ્રુપ જાણવામાં આવે છે; અને સદ્રુપમાં ચિદ્રુપનો સમાવેશ થાય છે અને તેથી ચિદ્રુપ **સત્ય** ગણાય છે. એ સત્યનું જડત્વપણું અનાયાસે જવાથી સદ્રુપ વાસ્તવિક રેહે છે. સત્ત એનું ચિત્ત એનાથી બ્રહ્મને જાણવો એનુ નામ સત્ત ચિત્ત (સચ્ચિદ્દ). હવે તેનું ત્રિજુ લક્ષણ આનંદ પ્રતિપાદન કીધેલું છે.

જ્યાં દુઃખની અવધી પુરી થઇ કે જે છે એ સદાકાળ કાયમ અવસ્થા, એજ આનંદ, અને તેજ બ્રહ્મનો આનંદ. સુખ દુઃખનો અભાવ તે નિજાનંદ. તે સદા કાયમ છે અને તેમાંજ આનંદ પુર્ણ છે. એ બ્રહ્મના ત્રણ લક્ષણ એટલે સત્ત, ચિત્ત, આનંદ (સચ્ચિદાનંદ). સુખ દુઃખનો અભાવ એટલે જડ વસ્તુમાં ભેદ નહી અને જે સદા કાયમ છે તેજ સત્ય છે એવી બુદ્ધિ તેજ આનંદ મનાય છે. જડ ચૈતન્ય એનો વિકાર જાણવો જોઇએ. સુખ દુઃખ વિકારી છે તેમાં આનંદ નથી જો કે તેમાં ચૈતન્યથી સુખ દુઃખ દેખાય છે, કારણ તેમાં જડ તત્વ ગુપ્ત છે. જડત્વ ઉત્પન્ન થાય છે ત્યારે સુખ દેખાય છે અને તે લય પામે છે ત્યારે દુઃખ જણાય છે અને ત્યાં આનંદની સમાપ્તિ છે. પણ જ્યારે આદિ અંતમાં વિકાર હોતો નથી ત્યારે તે આનંદ પ્રગત્ત થાય છે એવો એ સત્ત ચિત્ત આનંદ છે. એ ત્રણમાં ભેદ એકનો નથી.

હવે અનંત :—એ બ્રહ્મ સ્વજાતિ, વિજાતિ અને સ્વાગત ભેદ રહિત આવરણ આદિ કોઇ નથી, પણ ત્રણ કાળમાં અને ત્રણ અવસ્થામાં કાયમ છે.

સૃષ્ટિની ઉત્પતિ પુર્વે કાંઇ ભેદ ન હોતો પણ ઉત્પતિ વખતે ભેદ રેહે છે. જેથી જીવ અને ઇશ એ શબ્દોનો ઉદ્દભવ થાય છે એ તત્વનો સજાતિ ભેદ છે. તેવી રીતે જડ પણ દેખાય છે તે વિજાતિ ભેદ છે. સ્વરૂપ સ્ફુરણામાં એ સ્વાગત ભેદનું લક્ષણ દેખાય છે એવી રીતે સૃષ્ટિ કાલે પણ ભેદ દેખાય છે ત્યારે અનંત કેમ કેહેવાય? કારણ જેવી રીતે દરપણમાંનો ભાસ દરપણથી જુદો કેહેવાય છે તેવી રીતે અવિદ્યાથી જીવ અને ઇશ કેહેવાય છે; જે અવિદ્યાકૃત ઉપાધિના ખોટા ભાસથી દેખાય છે પણ ખરા સ્વરૂપથી તે એક રસ બ્રહ્મ છે. સજાતિ વિજાતિ અને સ્વાગતમાં કંઇ પણ ભેદ નથી પણ ત્રણમાં અનંતતત્વ પુર્ણ છે. બ્રહ્મ સર્વદા સર્વકાળે પરિચ્છેદ રહિત સર્વ વ્યાપક છે. બ્રહ્મસ્વરૂપ શીવાય કોઇ પણ પદાર્થ નથી વસ્તુપરિચ્છેદ લક્ષણ એ બ્રહ્મ કહેવાતો નથી. જે જે દેખાઇ ભાસમાન થાય છે તે ઉત્પન્ન થઇ લય પામે છે તે પદાર્થ અપુર્ણ સમજવો પણ પુર્ણ તો તે એકજ છે. આંગતુક લક્ષણ:—જેમ મૃગજળનું મુખ્ય કારણ સુર્ય છે તેમજ જગતરૂપના ખેળનું મુળ કારણ અધિષ્ટાન બ્રહ્મ છે. સૃષ્ટિ વખતે જગત દેખાય છે, પણ તેનો લય થતા દેખાતું નથી. સ્વરૂપ વગર જગત્ દેખાતુ નથી ઉત્પત્તિ સ્થિતિ લયનુ અને સ્થિતિ સંહારનું કારણ અધિષ્ટાન બ્રહ્મ છે. જેવી રીતે ઉત્પત્તિનું કારણ છે તેવી રીતે સ્થિતિ લયનું પ્રયોજન છે. માયા એનું સુક્ષ્મ બીજ છે. ગુણ સામ્ય એ માયા ઝાડનુ થડ છે અને તેના સત્વ રજસ અને તામસ એવા ત્રણ ગુણો વિસ્તાર પામે છે. પંચભુત એની ઉપશાખા, સ્થાવર જંગમ આદિ તેની ડાંખલીઓ, સુખ દુ:ખ એવા બે ફળ એવો એનો બીજ ક્રમ છે. એનો ભોકતા જીવ છે જેને ખરૂં ખોટું એવું નામ રાખ્યું છે. એ સર્વ પ્રપંચ એ વૃક્ષના છે. એ જગતરૂપના કારણમાં "અહં" બ્રહ્મ (અહંકાર) સ્ફુરે છે તેજ માયા જાણવી; જે સ્વરૂપ વગર હોતી નથી. માયા કેહેતા કાંઇજ નહી. પણ સત્ય અધિષ્ટાન કેવળ બ્રહ્મ છે. તે બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે. પણ સત્ત ચિદ્રુપથી દેખાતો નથી પણ અસ્તી ભાંતિથી જોઇએ તો તે પદાર્થ કોણ છે એવો વ્યાપક બ્રહ્મને વિષ્ણુનામથી બોલાય છે. કારણ જયાંસુધી વસ્તુ દેખાય છે ત્યાંસુધી તેની વ્યાપકતા કેહેવાશે પણ પદાર્થનો નાશ થવાથી તેની વ્યાપકતા દેખાતી નથી. એ કારણથી એ લક્ષણને આંગતુક લક્ષણ કેહે છે અને એ ઉપરથી બ્રહ્મને આલેખવો એ એ લક્ષણનુ ચિન્હ છે.

**सर्ववेदांतसिद्धांतग्रथितं निर्मलं शिवम्।**
**सदाचारं प्रवक्ष्यामि योगिनां ज्ञानसिद्धये ॥ २ ॥**

અર્થ:—સર્વ વેદાંત સિદ્ધાંત્ત ગ્રંથમાં કલ્યાણરૂપ મળ રહિત શિવ જેનાથી યોગીને જ્ઞાન પ્રાપ્ત થાય છે તે સદાચાર છે.

ટીકા:—સત્ત શબ્દ નિર્વિકાર આત્મારૂપ છે આચાર શબ્દ ક્રિયારૂપ વિકારી છે ક્રીયારૂપ જે આચાર તેનો અધિકાર અજ્ઞાન છે. જ્ઞાતા પાર અપાર હોવાથી તેને ક્રીયા સંભવે નહી. જેની જ્ઞાનમાં પ્રવૃત્તિ છે તેને ક્રીયા કંઈ કામ આવે નહી, તેથી જ્ઞાતાની નિવૃત્તિ કેહેવામાં આવે છે. સદ્રુપ જેવો પરિપૂર્ણ છે તેવો જ્ઞાતા આપણા સ્વરૂપને વિષે પરિપુર્ણ સમજે છે અને એવુંજ જ્ઞાતાને આચાર રૂપે ધ્યેય અને ધ્યાન હોય છે, એવું સિદ્ધિનું લક્ષણ સાધક શિવાય અન્યને બોલવુ વ્યર્થ છે. વેદ અને ઉપનિષદ્ વિગેરેના માહાવાકયનો અર્થ પરિપુર્ણ અંતર્યામી છે.વેદાંત મધે બ્રહ્મ એ નિશ્ચય આત્મા છે જે કલ્યાણ નિજ રૂપ શીવ છે તેને માયા જગતનો આરોપ લાગુ પડતો નથી તેમજ તેને અહંકારનો દોષ લાગુ પડતો નથી. જે કારણથી તેને નિર્મળ કહેવામાં આવે છે. વેદાંતસિદ્ધ જ્ઞાનની યોગથી સિદ્ધ થવાય છે. જેનું લક્ષણ નહી કે તે જ્ઞાની હોવો જોઇએ પણ પૂર્ણ સમાધાની હોવો જોઇએ. એ ઉપરાંત જે પણ વિશેષણ તેને અધિકારથી લાગુ પાડો તો ત્યાં દોષ વિરોધ આવ્યા વગર રેહેશે નહી. હઠ યોગ મંત્ર જપ તપ કરનાર, તીર્થવાસમાં રેહેવાની ખટપટ કરનાર, એઓ અધિકારી ગણાતા નથી. તેમજ વેદ અધ્યન કરનાર, વ્યાકરણ ભણનાર, અથવા ગર્વ અને ઇચ્છાવાલાઓને એના શ્રવણથી આત્મા હીત થવાનો નથી. કામ્ય વસ્તુનો ત્યાગ કીધો પરંતુ નિત્યનૈમિતિક કર્મમાં ગુંથાયલો રહયો છે તે એવા અધિકારને પાત્ર થયો એમ ન સમજવું. કારણ તેને ક્રિયાના ઓછા અધિકપણાવિષે અભિમાન રહે છે અને તેને શ્રવણ મનનથી કંઈ પણ પ્રાપ્ત થાશે નહી; પણ જે સર્વ પ્રપંચથી દુર થઈ ત્રિવિધ તાપની અવધિને મુકી બેઠો છે તેજ એ બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે, કારણ તેને બધુ મિથ્યા લાગે છે અને તેનો નિશ્ચય એકજ સત્ય વસ્તુના નિવારણમાં છે. દ્રવ્ય દેખતા માટી સમાન તે ગણે છે. મનનું આકર્ષણ તેના ઉપર થતું નથી મનનો અહંભાવ તથા તૃષ્ણા તેને છોડેલી હોય છે. સ્વપ્ન અને જાગૃતનું ભાન જેને છેજ નહી, વિષય વાસનાનો ત્યાગ કીધેલો છે. ઇન્દ્રિયોને વિવેકથી તેને દમન કીધેલી છે. પ્રારબ્ધથી સુખ નિરઅભિમાનથી ભોગવે છે. વેદાંત શ્રવણ ઉપર પ્રિતી રાખી સ્વાનુભવથી તર્ક કાઢી તે અર્થમાં પોતાનું મન ઘાલે છે, એ વિગેરે જેના લક્ષણો હોય તેજ આ વિષયનો અધિકારી છે, એવોજ અધિકારી સુલભ એવા વિચારથી તરતજ સદ્દગુરૂ પ્રસાદ વડે પરપાર પામે છે, પ્રાતઃસ્મરણ, શૌચ, સ્નાન, સંધ્યા. જપ તર્પણ અગ્નિહોત્ર, અર્ચન, મૌન વિગેરે નામમાત્રથી ભિન્ન છે તો પણ તે

ભિન્નતા વિવેક વિચારથી નિદિધ્યાસન છે, એવી રીતે જ્ઞાતાનું સમાધાન થાય છે. વેદમાં બે ભાગ કીધા છે જેના અધિકારીઓના બે વર્ગ જુદા છે, (જુઓ ઉપોદ્‌ઘાત) અંતઃકરણ શુદ્ધ થઇ જેને ક્રિયા કર્મની ખટપટ લાગે છે અને જેને ઉપદેશથી વિચાર જ્ઞાન થઈ સમાધાન થયું છે તેવાઓને ગાયત્રીનો જપ નીચે પ્રમાણે છે.

प्रातः स्मरामि देवस्य सवितुर्भर्ग आत्मनः ।
वरेण्यं तद्धि यो यो नश्चिदानंदे प्रचोदयात् ॥ ३ ॥

અર્થઃ—પરમાત્મા અમારી બુદ્ધિને બ્રહ્માનંદમાં પ્રેરણા કરે છે તેવા મારા નિરવધ આત્માનું હું સવારે સ્મરણ કરૂં છું.

ટીકાઃ—સ્વપ્રકાશક દેવ ઉત્પત્તિ કર્તા હોવાથી એને સવિતા એવું નામ આપેલું છે. સર્વ દહનનો સ્વભાવ હોવાથી તેનું ભર્ગ એવું નામ આપેલું છે પ્રાતઃ કહેતા અજ્ઞાનતાનો અંત અને જ્ઞાનસુર્યના પ્રકાશનો વખત, સુર્યનો અસ્ત ઉદય થાય છે તેમ જ્ઞાનસુર્યનો ઉદય અસ્ત થવો જોઇએ એવી ભાવના કરવી એ વિપરીત વિચાર ગણાય કારણ સુર્યનો ઉદય અસ્ત નથી. જોકે નેત્રથી દેખાય છે ખરો, પણ તે તો સદાકાળ પૃથ્વિની એક બાજુએ પ્રકાશ કરી બીજી બાજુએ પ્રકાશ કરે છે જેથી દૃષ્ટિ ન પડતા આપણે રાત કહીએ છીયે અને પાછો દશ્યમાન થાય છે ત્યારે પ્રાતઃ કહીએ છીયે. એ ભેદાભેદ નામની કલ્પનાથીજ છે. તેવી રીતે જેને આત્મા નથી જાણ્યો તેને અજ્ઞાનતા છે. પણ જ્યારે તે અનુભવથી આત્મજ્ઞાન જાણવા લાગે છે ત્યારે તેની-તે-સ્થિતિને પ્રાતઃ કહે છે. આત્માને જ્ઞાનાજ્ઞાન છેજ નહી પણ જીવ દેહાભિમાનથી જ્ઞાન અજ્ઞાનની કલ્પના કરે છે. જ્ઞાતા જ્ઞાનમાં સમર્થ થઈ અજ્ઞાન નષ્ટ કરી સદા જ્ઞાનસ્થિતિમાં રહે છે અને કાળને પણ ઓળખતો નથી કારણ વિચારથી તેમાં જ્ઞાનનો ઉદય સદા કાયમ રહે છે. જેથી તેવા જ્ઞાતાને પ્રાતઃ નથી. જે બુદ્ધિને પ્રેરે છે તે આત્મા અસંગ નિર્વિકાર ત્રણ અવસ્થામાં વ્યાપ્ત કુટસ્થ છે. આકાશ પદાર્થમાત્રને લેપન કરતો નથી તેમ વૃત્તિઓથી અલિપ્ત એ આત્મા છે. બુદ્ધિવૃત્તિથી ક્રિડા ઉત્પન્ન થાય છે અને ત્રણ અવસ્થા તેથીજ પ્રાપ્ત થાય છે. ક્રિડાના પ્રભાવથી જાગૃત, સ્વપ્ન અને બુદ્ધિની વિશ્રાંતિથી સુષુપ્ત જે ત્રીજી અવસ્થા બુદ્ધિની લીનતાથી થાય છે. પ્રેરણા કરવી એથી આત્મા વિકારી ગણાય છે પણ તેમ નથી; કારણ બુદ્ધિને પોતાનુ ચલણ નથી, કર્મ જડ કહેવાય છે. માયા એ બન્નેનો પડદો છે. ચૈતન્યપણાને જીવ અને માયા બન્ને સરખા છે, જે ચલણત્વથી જણાય છે, ત્યારે પ્રેરણા કરનાર

કાણુ? કારણુ આત્માત્વ વિકાર વિનાનો છે; પોતે ચેષ્ટા કરતો નથી, પણુ બુદ્ધિ ચલે છે એવી શંકા થાય, ત્યારે જ્ઞાતા સમજે છે કે આત્માને ચલણુ નથી. એ બુદ્ધિનો ચલણ્ કરનાર સમર્થ પરમાત્મા છે. બુદ્ધિ વિકારી ચેષ્ટા કરે છે જેથી પ્રેરક બુદ્ધિનો માલીક આત્મા છે. બુદ્ધિ એક ઉપલક્ષણુ છે. તેના ઉપર મન આદિ ઇન્દ્રિયો તથા પ્રાણુ છે. એટલે પાંચ જ્ઞાનનેદ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તરનું ચલણુ આત્મા સત્તાથી થાય છે. જે યોગથી મનથી મનન વિગેરે કલ્પના થાય છે પણુ મન તે અધિષ્ટાનને જાણુતો નથી. પ્રાણુ જે સત્તાથી ચાલે છે તે સત્તાને તે વિકારી કરી શકતો નથી અને જે સત્તાથી આંખ દેખે છે તે આંખ તેને દેખતી નથી. તે તે યોગથી બીજી ઇન્દ્રિયોનું સમજવું. એવો સુક્ષ્મ-વેહેવાર જીવ સહિત સાચો હોય છે. ઉદ્ભવ સ્થિતિ અને લય અધિષ્ટાનથી સાક્ષીત્વ થાય છે. એવો સર્વ લિંગનો સમુદાય જેનું હિરણ્યગર્ભ નામ છે તે જીવ અને ઇશનો લય ઉદ્ભવ અધિષ્ટાન સત્તાથી કરે છે. જ્યાં વૃતિ ઉત્પન્ન થઇ વિષયાકાર થાય છે ત્યાં તેની અધિષ્ટાનમાંજ સમાપ્તિ થાય છે અને એજ અજ્ઞાન છે એમ જ્ઞાતા સમજે છે. કારણુ એમ થવાનો હેતું ચિદાનંદ છે. જેને બુદ્ધિને આનંદી કેહેતા નિર્મમ કીધી કે સુષુપ્તિ સમયે વૃત્તિના અભાવની સરખી સ્થિતિ સમજવી. જે બુદ્ધિ પ્રેરક તેજ સ્વપ્રકાશક આત્મા. જેનો ભર્ગાદિ એવું લક્ષણુ છે. જે ત્રણુ કાલમાં સરખો છે. એવો દેવ બધાને પ્રકાશ કરે છે. જે વહેવાર જીવનો થાય છે તે આપણુા સ્વપ્રકાશથી જાણે છે અને પોતાના જ્ઞાને કરીને સર્વનો લય અંત જાણે છે. આથી તેને ચિદ્રૂપ કહેવાય છે. સવિતા કહેતાં ઉત્પન્ન કરતા ઇશ્વર, એટલે જેનાથી આ જગત્તનો પ્રસાર છે. અને જ્યાં છે ત્યાંજ રેહે છે અને સર્વનો લય કરે છે તેજ સવિત્તા. જેમાથી ઉત્પન્ન થાય છે તેમાંજ તેનો લય થાય છે આજ હેતુથી સવિતા કેહેવાય છે. ભર્ગ:—જેનાથી માયા અવિદ્યા કામ-કર્મ જીવશીવ વિગેરે જગત્તનો ભ્રમ-જેનો નામ રૂપ વગેરેનો ભસ્મ કરી અસ્તી ભાતિ એજ ખરા છે એવું જ્ઞાન કરતા છે જેથી એને ભર્ગ કેહેવાય છે. બ્રહ્માનંદનું સુખ સર્વથી શ્રેષ્ટ છે અને શ્રુતિ નિરતિશયાનંદ (જેની તુલના નહી થઇ શકે એવો આનંદ) કેહે છે એને અકૃત્રિમાનંદ કેહે છે. જે આનંદ સ્વતઃ સિદ્ધ છે જેથી તેને વરેણ્ય કેહે છે. એ આનંદ શીવાય બીજો આનંદ નથી. એ આનંદ જેને પ્રાપ્ત થાય છે તેને તદ્રૂપતા નિશ્ચય થાય છે એવો તે તેજશ છે. આ પદને અધિક શબ્દ આત્મા લગાડયો છે. કારણુ તે અભેદ તથા પરિપુર્ણ છે. આત્મા બુદ્ધિનો પ્રેરક, સર્વમાં વ્યાપ્ત રેહેલો, સદ્રૂપ એકજ દેવ ચિદ્રૂપથી પ્રકાશિત છે. જેનો સવિતા જગત્ત હેતુ છે. ભર્ગ શબ્દ નામ રૂપનો બાધ કરી નિરતિશય આનંદ જેનો હેતુ છે તે આપે છે વાસ્તે વરેણ્ય કેહેવાય છે. આ એનું અંગલક્ષણુ છે.

જે લક્ષણથી વરેણ્ય સ્વભાવલક્ષણ છે. સવિતા ભર્ગ પ્રેરક છે એવા બે લક્ષણથી બ્રહ્મની પરિપુર્ણતા જાણવામાં આવે છે. જીવ અને શીવ એકજ છે, એ ગાયત્રીનું માહાવાક્ય છે. તત્ પરમાત્મા અને ત્વં પ્રેરક આત્મા એજ આત્મા ને પરમાત્મા એજ આ માહાવાક્યનો લક્ષણાર્થ છે.

अन्वयव्यतिरेकाभ्यां जाग्रत्स्वप्नसुषुप्तिषु ॥
यदेकं केवलं ज्ञानं तदेवाहं परं बृहत् ॥ ४ ॥

અર્થ:—અન્વયવ્યતિરેકથી જાગૃત્ત, સ્વપ્ન અને સુષુપ્ત અવસ્થામાં રહેલું એકજ જ્ઞાન તેજ કેવલ બ્રહ્મ છે, એવું સ્મરણ કરવું.

ટીકા:—અંતઃકરણવૃત્તિ ઇન્દ્રિયદ્વારા વિષયમાં પ્રવર્ત્તે છે જેથી પ્રાણી માત્રને સુખ દુઃખ ઉત્પન્ન થાય છે એ સ્થિતિ જાગૃત્ત. બુદ્ધિ જાગૃતના સંસ્કારથી વિષયોમાં નાચે છે જેથી અપાર સુખદુઃખ ઉત્પન્ન થાય છે તે સ્વપ્ન અવસ્થા અને બુદ્ધિ નિઃશેષ હોતા લીન થઈ પુર્ણ સુખમાં વિશ્રાંતિ લે છે જેથી દુઃખનો કંઈપણ લેશ માત્ર હોતો નથી તે સુષુપ્ત અવસ્થા. જાગૃતિના જ્ઞાનની સ્ફુરણા તે અન્વય અને સ્વપ્નમાં જાગૃત્તિ જેવાં સંસ્કાર ઉત્પન થાય છે તે વ્યતિરેક. સ્વપ્નમાં જ્ઞાનની સ્ફુરણા તે અન્વય અને સુષુપ્ત કાલમાં સ્વપ્ન નષ્ટ થાય તે વ્યતિરેક. એક અવસ્થાનો ઉદય થતા બીજીનો લય છે પણ જ્ઞાન તો ત્રણ કાલમાં એક અદ્વય છે. એજ જ્ઞાન તે આત્મા છે. સમાધિ એટલે જ્ઞાતાને સ્વાનુભાવથી દેખાય તેજ ધ્યેય સમાધિ છે. એ આત્મા પ્રત્યગાત્મા બ્રહ્મ કેહેવાય છે કારણ બાલપણ યુવાન તરૂણ અને વૃદ્ધ અવસ્થામાં શરીર વધે ઘટે છે પણ તે તો જે છે તેજ પુરૂષ છે. તેથી લક્ષણાવૃત્તિએ તે અભેદ કેહેવાય છે. ત્રણ અવસ્થાનું જ્ઞાન અને પરિપૂર્ણ બ્રહ્મ એનું અનુસંધાન હર હમેશ રાખવું એટલે એના સ્મરણ સહિત જાગવું સ્મરણ કરતા નિંદ્રા લેવી અને એમાં પ્રાણ અનુસંધાન કરી રાખવો. દરેક જાગૃતમાં ભોજન આદિ વેહવારમાં આત્મા તત્વનો વિસાર ન પડવા દેવો. એવી રીતે અભ્યાસ કરવાથી નિઃસંશય અપરોક્ષ જ્ઞાન પ્રગટ થાય છે. કારણ વિસ્મરણ ન થવા દેતા આપણેજ જ્ઞાતા થવું એ સાધકનું કર્તવ્ય છે.

ज्ञानाज्ञानविलासोऽयं ज्ञानाज्ञाने च पश्यति ।
ज्ञानाज्ञाने परित्यज्य ज्ञानमेवावशिष्यते ॥ ५ ॥

અર્થ:—જ્ઞાન અજ્ઞાનનો વિલાસ હું પોતે છુ જ્ઞાન અજ્ઞાન પોતે રેહે છે જ્ઞાન અજ્ઞાન પરિત્યાગ કરીએ તો જ્ઞાન અવશેષ રેહે છે.

ટીકા:—જે જે દેખાય છે અને સુક્ષ્મત્વે ભાસે છે એ જે બનેનું મૂળ જ્ઞાનાજ્ઞાન તે વિલાસ છે. જે જ્ઞાનાજ્ઞાનરૂપે સાચો દેખાય છે.

અહં બ્રહ્મની સ્ફુરણા થઇ એ સ્ફુરણા જ્ઞાનથી જણાઇ એમ જણાવવાથી પૂર્વ અજ્ઞાન સ્થિતિનું વિસર્જણ થાય છે તે અજ્ઞાન. એ જ્ઞાનના સાકાર થયો તે વિપરિત જ્ઞાન કારણ મૂળ અજ્ઞાન રૂપ હતો તે જ્ઞાનરૂપ થયો અને તે જ્ઞાન સર્વત્ર જોવામાં આવ્યું વાસ્તે વિપરિત જ્ઞાન. કારણ એ વિપરિત જ્ઞાન ભાસમાન થયું એનું નામ વિલાસ. કારણ એમાં જ્ઞાન અજ્ઞાન બન્નેના કારણનો સમાવેશ થાય છે. અજ્ઞાન તે આવરણ શકિત અને તેનેજ જ્ઞાનથી વિક્ષેપ કેહે છે. અજ્ઞાન પ્રકૃત્તિ અને જ્ઞાનપુરૂષ સ્વયંજ્યોતિ એ બન્નેનો વિલાસ છે. પણ એ બન્નેથી જુદો જે સાકારરૂપે દેખાતો નથી અને જે બારે બ્રહ્માંડમાં અણુરૂપ વ્યાપ્ત છે, એ બન્નેના ભ્રમનુ નિરશન આત્મજ્ઞાનથી થાય છે. અસ્તી ભાતી ઉપરાંત જે નામરૂપ મિથ્યા છે તેને યથાર્થ રીતે ઓળખવામાં આવે છે ત્યારે આત્મા જ્ઞાન થાય છે. જે જ્ઞાનથી આત્મા જાણ્યો તેને મિથ્યા સમજી ત્યાગ કરવો જ્યાંસુધી અજ્ઞાન હોય છે ત્યાંસુધી જ્ઞાનનો ઉદય દેખાય છે. વાસ્તે જ્ઞાન અજ્ઞાન બન્નેનો ત્યાગ કરી કેવળ જ્ઞાનધન રેહેવું એનેજ અંગે બ્રહ્મ કેહે છે પછી જે કાંઇ દેખાય ન દેખાય તો પણ તે બ્રહ્મ છે એવો નિશ્ચય થાય છે ત્યારે સંશય મટી જાય છે અને જ્ઞાનાજ્ઞાન નષ્ટ થઈ ચૈતન્ય માત્ર આત્મા દેખાય છે. એને નિજાંગે બ્રહ્મ કેહે છે. એવા સમાધાની જ્ઞાતાને સ્મરણ વિસ્મરણ કરવું ન કરવું એની સમાપ્તિ થાય છે. એવું કરવું ન કરવા વગર અખંડ જેનું સ્મરણ રેહે છે તે એ સંધિનું સમાધાન છે.

આગલા શ્લોકથી વિચાર સાધન અને આ શ્લોકથી સમાધાન એવું એ પ્રાતઃસ્મરણ છે. એવા જ્ઞાતાના આચરણની બીજાને ખબર પડતી નથી. પ્રાતઃ ઉઠી મુખથી કાંઇ બડબડ કરે છે અને કેહે છે કે અમો નિયમ ધર્મ પ્રમાણે આચરણ કરનાર છઇએ એવો લોકાચાર ચાલે છે. મુખથી ઉચ્ચારણ કરે છે અને મન બીજી તરફ ભટકે છે ત્યારે સ્મરણ કેવી રીતે થાય? એ સર્વ જ્ઞાન વગરનું છે.

**अत्यंतमलिनो देहो देही चात्यंतनिर्मलः।**
**असंगोऽहमिति ज्ञात्वा शौचमेतत्प्रचक्षते ॥ ६ ॥**

અર્થ:—દેહ અત્યંત મલિન છે, આત્મા સદોદિત નિર્મળ છે, તે અસંગ છે, તે હું જાણું છું, તેની શુદ્ધતા બોલીએ.

ટીકાઃ—દેહ એક ઉપલક્ષણ સર્વ તત્વમાં મલીન છે જેની શુદ્ધતા કેહેવી ? સ્થુળ દેહ હાડ માંસનું છે. સૂક્ષ્મ દેહ કામાદિ વિકારથી ભરપુર છે. અજ્ઞાનથી એ અશુદ્ધતાનો ભંડાર જેવો સ્થુળ દેહ મળ મૂત્રથી અપવિત્ર છે એને શુદ્ધ કરવાથી ફાયદો શું ? એ દેહ જેવો છે તેવો સમજીને જે અસંગ નિર્વિકારને સર્વમાં સાક્ષિત્વ દેખે છે તેનો આત્મા નિર્મળ છે. જેમ માટીનું વાસણ ભ્રષ્ટ થવાથી ધોવામાં આવે છે પણ તે ધોવાની ક્રિયા ઘટમધેના આકાશને સ્પર્શ કરી શકતી નથી તેમ આ દેહમાં આત્માને પ્રાયશ્ચિત નથી. આકાશ કાંઇ ઠેકાણે નથી એમ નથી પણ ત્યાં તે પદાર્થથી અશુદ્ધ થતું નથી. તેવી રીતે આત્મા આ દેહના વિકાર અને અશુદ્ધતાથી અશુદ્ધ થતો નથી. આકાશ જો અતિશુદ્ધ છે પણ શુન્યપણાથી અશુદ્ધ કહેવાય છે પણ આત્મા સહજ શુદ્ધ બુદ્ધ છે. આકાશ તેમ નથી. ઇશ્વિર માયાએ કરીને જીવ અશુદ્ધ છે જેથી શુદ્ધતા દેહેને લાગુ પાડે છે પણ આત્મા નિર્મળ છે જેથી તેને શુદ્ધતા લાગુ પડતી નથી. તે એવો નિર્મળ અસંગ પૂર્ણ છે તેની વળી શુદ્ધતા કેવી ? દેહ બુદ્ધિનું પાપ જાય કે અખંડ બ્રહ્મ સ્ફુરે છે, સાધક નિદિધ્યાસનથી સહજ શુદ્ધતા મેળવે છે ત્યારે જ્ઞાતાનો શૌચ વિધિ શું છે? તેનું લક્ષણ કેહેવામાં આવે છે.

**मन्मनो मीनवन्नित्यं क्रीडत्यनंदवारिधौ ।**
**सुस्नातस्तेन पूतात्मा सम्यग्विज्ञानवारिणा ॥ ७ ॥**

અર્થઃ—જ્ઞાન અજ્ઞાન નષ્ટ કરી જે કાંઇ પૂર્ણપણે રેહે છે તેનુ નામ ઉત્તમ વિજ્ઞાન. એવા વિજ્ઞાન જળથી મનને આનંદ સમુદ્રમાં હરહમેશ ક્રિડા કરતું રાખવું એટલે પૂર્ણપણાથી સ્મરણ કરવું.

ટીકાઃ—મીઠુ જેમ પાણીમાં નાંખવાથી પાણીસાથ એકત્ર થાય છે તેમ એ મન ક્રિડા સ્નાનમાં નિમગ્ન રહે એવા સ્મરણથી ઉત્પન્ન થતો આનંદ સાગર જે નિત્ય પરિપુર્ણ અપાર છે તે મધે મનને નિરંતર ક્રિડા કરતું એવી રીતે રાખવું કે સ્વપ્ન જાગૃત્ત અથવા સુષુપ્ત અવસ્થામ જે જે પદાર્થ માત્ર જોવામાં આવે છે તે ચિન્માત્ર બ્રહ્મ છે. જડ ચૈતન્ય કહાડી નાંખી નામરૂપનુ વિસર્જન કરી જે દશ્યમાન થાય છે તે બ્રહ્મ છે. અંતરમાં કાંઇપણ પદાર્થનું સ્મરણ વિસ્મરણ થાય અને ભાસ માત્રથી દેખાય તો ત્યાં સિચ્ચિદાનંદ જોવો. કલ્પના નષ્ટ કરી વિજ્ઞાન જળમાં ડુબકી મારી નામરૂપ બિલકુલ નષ્ટ કરી સચ્ચિદાનંદ સીવાય નામરૂપ દેખાય નહી એવો પણ નિશ્ચય થવો જોઇએ. જેવીરીતે સમુદ્રની માછલી જળ વગર જુદી રેહેતી નથી તેવી રીતે બ્રહ્માનંદમાં મને ક્રિડા કરતા રેહેવું જોઇએ. એવું સ્નાન જ્ઞાતાનું છે. જ્ઞાની વિચારથી જાણે છે કે જ્ઞાતાનો આચાર અક્રિયરૂપ છે.

**अथाघमर्षणं कुर्यात्प्राणापाननिरोधतः ।**
**मनः पूर्णे समाधाय मग्नः कुंभो यथाऽर्णवे ॥ ८ ॥**

અર્થ:—પ્રાણ અપાનનો નિરોધ કરીને અઘમર્ષણ કરવું જેમ કરવાથી શરીર મગ્ન રેહે છે તેવી રીતે મનને પુર્ણ સમાધાનમાં રાખવું.

ટીકા:—યોગ શાસ્ત્ર પ્રમાણે પુરક કુભંક અને રેચક પ્રાણાયામ કેહેવાય છે. અપાનનું અધો ગમન અને પ્રાણાનું ઉર્ધ્વ ગમન એ મુખ્ય ગતી છે. શકિત બીજ તે સાકાર, અને પુરૂષ બીજ તે હકાર, એ બે અક્ષર (સોહં) અધો ઉર્ધ્વગામી છે. એ વાયુ મધે રહીને પ્રાણ સહિત આવન જાવન કરે છે તેને જ્ઞાતા અર્થથી જાણીને તે "હું છું" એમ સમજે છે. સાકારથી નામરૂપ દેખાય છે અને હકારથી નષ્ટ થાય છે. એવો અધોઉર્ધ્વગમન ઉદ્ભવ અને લયનું કારણ છે એ બે અક્ષરને એક કરી (સોહં) અર્થરૂપ સાક્ષીને જાણવો એને નિરોધરૂપ પ્રાણાયામ કેહેવાય છે. નામરૂપ જે ગોચર છે તેનો જડભાગ (સાકાર) છોડીને જે પ્રકાર રહે તે રેચક; અસ્તિ ભાતિપ્રિયરૂપ બુદ્ધિને સાકારરૂપે સાંધી એ પુરકની વિધીથી સાક્ષીત્વ જોવું. દેહનું ચંચલરૂપ જાણવું જે અધિષ્ટાનરૂપ ખરૂ છે ત્યાં મનનો અંકુર છે એવો નિશ્ચય કરવો આ નિશ્ચિંત કુભંક છે. જયાં મનનો અંત છે એવું ત્રિવિધ પ્રાણાયામમાં ઓળખવું. એવા પ્રાણાયામ-વડે મનને પૂર્ણપણે સ્થાપવાથી એ મન સ્વરૂપથી કંઇ જુદું નથી. જ્ઞાનથી સ્વરૂપને જાણીને મનનો આરોપ કાઢી નાંખો એટલે અધિષ્ટાન સેહેજ આપોઆપ છે. ભિન્નપણ ગયું કે અંકુર તદાકાર થાય છે, આત્મારૂપ સમરસ અભિન્નપણે આવે છે. જેમ ઘટ પાણીમાં ડુબાવતા અંદર બાહેર પાણીથી વ્યાપ્ત રેહે છે તેવી રીતે એવું નિરાધારી થયલુ મન પુર્ણ થાય છે. એવી રીતે મનને સ્થાપિત કરીને અઘમર્ષણ કરવું કે જયાં દ્વૈત ભાવ નષ્ટ થઈ પૂર્ણ અદ્વૈત રેહે છે. અઘ શબ્દથી પુણ્યપાપ એ આપોઆપ બન્ને નષ્ટ કરીને અઘમર્ષણનું મુખ્ય સ્વરૂપ જાણવું. એવું અઘમર્ષણ યુકત જે સાધક જ્ઞાન મેળવે છે તે થોડા વખતમાં નિજાંગે બ્રહ્મ થાય છે. એવો નિજાંગે બ્રહ્મ થયલો સિદ્ધ જાણવો જેને અમૂક કરવા ન કરવાની ફુરશદ મળતી નથી. હવે સંધ્યા વિધિ કેહેવામાં આવે છે.

**लयविक्षेपयोः संधौ मनस्तत्र निरामिषम्।**
**स संधिः साधितो येन स मुक्तो नात्र संशय : ॥९॥**

અર્થ:—લય-વિક્ષેપની સંધીમાં મનને વિષય રહિત રાખી એ સંધિ જે સાધક સાંધે છે તે નિ:સંશય મુકત થાય છે.

ટીકા:—લય એટલે સમાપ્તિ અને વિક્ષેપ એટલે ઉદ્ભવ. એ બન્નેની સંધિએ સામાન્ય પ્રકાશ મારી જ્ઞપ્તિ (જ્ઞાન) છે. મનનો ઉદ્ભવ થાય છે

અને એ ઉદ્ભવ વિશેષ ઉપર જાય છે ત્યારે બીજા ભાવથી તેનું આચ્છાદન કરવું. એવી રીતે એકનો એક દેખાયા ન છતા વિષયમાં વધે છે ખરો પણ એ બન્નેની સંધિ સાંધતા સામાન્ય શાક્ષી સમજાય છે. જે વખતે વિક્ષેપના પ્રકારથી મન પદાર્થકાર થયું હતું તે વખતે તે મન જ્ઞાનઅજ્ઞાનનો સામાન્ય સાક્ષી થાય છે જાગૃત્તિ અને સ્વપ્નની વચ્ચે અને સુષુપ્તિની પુરણી ન થાય તેની અગાઉની સંધિ મારી જ્ઞાન ગ્રંથિ સર્વ જગતને છે. તે સંધિને જોવાથી જાગૃતિની ખબર પડે છે. સર્વદા સંધિ ઓળખવી તે સાંધિમાં જે સખશ એક કલ્પના લય પામીને બીજી કલ્પના ઉઠે નહી એવા વિચારથી મન ચાલે છે તેને એ સંધિની ખબર પડે છે. એવી રીતે સર્વ ઇન્દ્રિયોના કાર્યકર્મની સંધિનો સામાન્ય સાક્ષીકાર કરવો જેથી સર્વ ઇન્દ્રિયોનો સમુદાય પોત પોતાના વિષયને પકડે છે. એ વખતે જ્યારે મન ઉદાસ વૃત્તિમાં જાય છે ત્યારે સર્વ કલ્પનાથી રહિત થઈ સામાન્ય પ્રકાશકને ઓલખવો જોઇએ. જેમ જેમ એ સંધિને પકડે છે તેમ તેમ શુન્યતા દેખાય છે અને પછી વિચાર થાય છે કે સ્વયંજ્યોતિ કેમ જોવાય? એ સંધિમાં મન આદિ સ્ફુરતી વિચાર વગરની ન થવાથી મન સેજ સુખમાં રહે છે. એવી સંધિ સાંધે છે તે વિચારમાં અભિન્ન રહી મુક્ત થાય છે એમાં સંશય નથી. નામરૂપની ભિન્નતા દેખાય છે ત્યાંજ મનની સ્ફુરણા વધતી જાય છે પણ અભિન્નપણુ છે ત્યાં મુકતા પણુ છે. અભ્યાસથી આ સંધિ સાંધતા તત્વનો પ્રકાશ દુર રાખી સામાન્યના-લય ઉદ્ભવ જોતા રેહેવું. સ્વાનુભવથી સામાન્ય સમજાય પછી વિશેષ જોવો એ સંધિ સાંધવાની ક્રિયા (સંધ્યા) પવિત્ર છે, જ્યાં કંઈ પણ ભેદ નથી, એ સંધ્યામાં જપ પણ જોઇએ, જેનુ રૂપ નિચે પ્રમાણે:

**सर्वत्र प्राणिनां देहे जपो भवति सर्वदा।**
**हंसः सोहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥१०॥**

અર્થ:—સર્વ પ્રાણિના દેહમાં સર્વદા જપ ચાલે છે. સોહં હંસ જાણીને સર્વ બંધનથી મુકત થાય છે.

ટીકા:—જે જે જંગમ પ્રાણિઓમાં પ્રાણનો પ્રવેશ છે તે પ્રાણિઓમાં અનાયાસે જપ થાય છે એને અજપા (ક્રિયા વગર થનારો) જપ યોગીઓ કહે છે, એ બે અક્ષરથી તેઓ ષટ (આધાર, સ્વાધીષ્ટાન, મનીપુર, અનહદ વિશુદ્ધિ અને આજ્ઞાનાચક્ર) ચક્રોથી સાંધે છે; પણુ આ જપ જ્ઞાનિને અવસ્ય કરવાનો નથી. કારણુ આગલ જણાવેલા ગાયત્રીના અર્થનો આ બે અક્ષરમાં સમાવેશ કરવાનો છે. બ્રહ્મ પ્રત્યગાત્મા છે. તેના બે અક્ષર છે. એક અક્ષર ૐકાર, તેના બે અક્ષર છે

એટલે ઓમ અને તેજ ત્રિપદારૂપે વિસ્તાર પામેલા છે. આ હંસ ગાયત્રી ત્રણ પદમાં અકાર ઉકાર અને મકારમાં છે જે સમજવાનું છે. અહીઆં ખરો વિચાર કરવો છે કે જેથી જપમાત્રથી ભવસાગરમાં પાછું આવવું ન પડે. આત્મા અભિન્ન બ્રહ્મ છે જેના લક્ષણનુ નિરૂપણ આગલ થઇ ગયુ છે. આ સંધ્યાજપ અનાયાસે સાધકને થાય છે. વિચાર લક્ષણથી એ જપને કાળવેળની જરૂર નથી. આસન, પંચપાત્ર વિગેરેની જરૂર નથી. તે અક્રિયારૂપ છે તથા નિર્લેપ અને સ્વચ્છ છે. હવે તર્પણ વિશે કેહેવામાં આવે છે.

**तर्पणं स्वसुखेनैव स्वेंद्रियाणां प्रतर्पणम ।**
**मनसा मन आलोक्य स्वयमात्मा प्रकाशते ॥ ११ ॥**

અર્થ:—સ્વ ઇન્દ્રિયોનું તરપણ કરી નિજ તૃપ્તિ સુખ કરવું (કેવી રીતે કે) મનને પ્રબોધ (જ્ઞાન) આપવો જેમ કરવાથી પોતે આત્મા પ્રકાશે છે.

ટીકા:—પરમાત્મા અસંગ નિજાનંદ રૂપ છે તેનો અભંગ નિજાગે થવાથી તૃપ્તિ થાય છે. સ્વસુખને વાસ્તે જ્ઞાનથી ઇન્દ્રિયોને તૃપ્તિ કરવી કે જે તૃપ્તિ થવાથી વિષય કારણમાં ઇચ્છા પાછી થતી નથી. સૃષ્ટિ કાલે ઇન્દ્રિય દેવ નિજ સુખની ઇચ્છા કરે છે અને કેહે છે કે એવું સુખ અમોને કયે ઠેકાણે મળશે. પણ જ્યાંસુધી ઇન્દ્રિયો વિષયસુખ તરફ બહિર્મુખ થાય છે ત્યાં સુધી એ નિજસુખ મળતું નથી કારણ એવા વિષય સુખથી તૃપ્તિ ન થતા વધારે વધારે એવા સુખની તેઓને ક્ષુધા લાગે છે. વાસ્તે અજ્ઞાન નષ્ટ થાય તોજ જ્ઞાનસુખ પ્રાપ્ત થાય છે. એવા વિષય સુખની ઇચ્છા હરવાથી પરમ સુખની તૃપ્તિ આવે છે અને ઇન્દ્રિયો કેવી તૃપ્ત થાય છે એ શબ્દોમાં વર્ણવાતું નથી. વાસ્તે ઇન્દ્રિયો જ્યારે જ્યારે પોત પોતાના વિષય ભણી જાય ત્યારે ત્યારે ત્રાસથી તેને પાછી તે વિષયોમાંથી ખેંચી લેવી અને તેમ કરવાના અભ્યાસથી નિજસુખની પ્રાપ્તિ થાશે, અને તેથી ઇન્દ્રિયો તૃપ્ત થઈ આનંદ વૃષ્ટિ આવે છે, એવી રીતે જ્ઞાતા સમાધાન કરે છે જે અજ્ઞાનીને સમજ પડતી નથી મનને સમજાવવાની રીત એ છે કે મનનો વિષય અવિવેકી છે તેને વિવેકથી બોધ આપવો. વિવેક અને અવિવેક વિષયપર મન છે તેને જાગૃત કરી બન્નેને ઐકય જોવો તો સ્વયં આત્મા પ્રકાશશે. "હું આત્મા અસંગ છુ અને એકલાનો અભંગ છુ" એવી રીતની શુદ્ધ કલ્પનાથી મનને ઉમંગ કરવું. અશુદ્ધ કલ્પના જ્ઞાનથી જાય છે, શુદ્ધ કલ્પના ઉડી જાય છે, પછી જે કાંઈ રહે છે તે નિજ આત્મા

બ્રહ્મ છે. અહંબ્રહ્મનું સ્ફુરણ ગયું નિજાંગે બ્રહ્મ થયો કે સુખ દુઃખ વગરનુ નિજાતમા સુખ પ્રાપ્ત થાય છે. આવા સમાધાનથી ઇન્દ્રિયો તૃપ્ત થતા જ્ઞાતાનું તર્પણ કેહેવાય છે. હવે અગ્નિ હોત્ર વિષે વિવેચન.

**आत्मनि स्वप्रकाशाग्नौ चित्तमेकाहुतिं क्षिपेत्।**
**अग्निहोत्री स विज्ञेय इतरे नामधारकाः ॥१२॥**

અર્થ:—આત્મા સ્વપ્રકાશ અગ્નીમાં એક ચિત્તની આહુતી અરપણ કરે તેને અગ્નિહોત્રી જાણવો બાકી બધા નામધારી છે.

ટીકા:—દેહ કુંડને શુદ્ધ કરી વિવેકથી લીપણુ કરી ઉપસાહિત્ય સાથ ચતુષ્ય સાધનથી તૈયાર કરવો; તે એવી રીતે કે આતમા આ કુંડ વાસ્તે નિચેના અરણીનુ કાષ્ટ છે, પ્રણવ તેની ઉપરના અરણીનું કાષ્ટ છે અને જ્ઞાન વિચાર એ મંથન સ્થાન છે અને મંથન અનુસંધાન છે. કામ આદિ ભુંગલી (ફુકવાની) છે જેમાં કિંચિત જ્ઞાન અગ્નિ પડતા સન્નિધ વૈરાગ્યથી ફુંક મરાય છે જેથી જ્ઞાન અગ્નિ ઓાછી થતા જવાળા બ્રહ્માંડમાં જાય છે અને નામરૂપનુ વિસ્મરણ જતા આતમા પ્રકાશ થાય છે. એવી અગ્નિ પ્રગટયાથી એક આહુતિ ચિત્તની યોજના કીધી જે ચિત્ત નામરૂપ કલ્પનાથી અગાઊ વિકારી થયો હતો. નિજ અનુભવથી એ ચિત્તની આહુતિ લઇને આતમા અગ્નિ સ્વયંમજ્યોતિમાં નાંખતા અગ્નિ પ્રજ્વલીત થઇ નામરૂપનો નાશ કરી અસ્તિભાતિરૂપનું બરાબર માપ બતાવ્યું. જે એવી રીતે ચિત્તની આહુતીને આતમા જ્યોતિમાં અરપણ કરે છે તેજ ખરો અગ્નિહોત્રી કેહેવાય છે. બાકી બધા દેહાભિમાનથી અગ્નિહોત્રી કેહે છે. હવે અર્ચન કેહતા પુજા વિધિ:—

**देहो देवालये प्रोक्तो देही देवो निरंजनः।**
**अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ १३ ॥**

અર્થ:—દેહ દેવાલય છે. દેહની અંદર દેવ નિરંજન છે. સર્વાત્મભાવથી સ્વાનુભાવે વિરાજમાન દેવની પુજા કરવી.

ટીકા:—દેહ એક ઉપલક્ષણ છે જે જે આંખોથી જોવામાં આવે છે તે દશ્ય બ્રહ્માંડ સંપુર્ણ છે. જડરૂપે દેહ એ દેવલ છે, દેવ માનવાદિ મલીને પંચભૂતના ચાર ખુણાથી દેવલ શોભે છે, એવા મારા દેવલની અંદર આત્મા બ્રહ્મ નિર્વિકારી પોતાની સ્થિર જંગમથી નિરંજન દેવ તરીકે છે. અહંકાર એનો પુજારી છે, જે દેવલમાં સર્વ સામગ્રી લાવીને દેવને અર્પણ

કરે છે. જીવ-ઇશ્વરના અદ્વૈતથી આ દેવનું સ્નાન થાય છે અને જડ જાતિ વિવેકથી ગળી જઈ તેનો ગંધ બતાવ્યો છે, ચંચળપણાનો પુષ્પ બતાવ્યો અને જીવ-બ્રહ્મરૂપ દોરા (ચૈતન્યતંતું) થી અર્પણ કીધું. સત્ત-ચિદરૂપનું અરપણુ કરતા દેવ અતિ શોભાયમાન થયા, અજ્ઞાનનો ધુપ કીધો, જ્ઞાનનો દીવો કીધો, પ્રકાશનો ધુર (ધુમાડો) કીધો નિજ તૃપ્તિનું પુર્ણનૈવધ, અખંડ એક રસનું પાન સોપારી, દ્વૈત ભાવ ફળમાં મુકયું, એ જેને વિશે સમાધન થયું છે, તેની દક્ષણા અર્પણ કીધી, એવી વ્યતિરેકરૂપે પુજા થઈ; સર્વાંતર એક દેવ વિરાજમાન છે એ જ્ઞાનનો ઉદય તે પ્રદિક્ષણા થઇ. પછી સર્વમાં હું છું અને સર્વમાં દેવ પરિપુર્ણ છે એ સર્વાત્મ ભાવે પુજન એ જ્ઞાતાનું પુજન છે, અને જે પુજન સર્વભાવે સ્વાનુભૂતિને કાળત્રય બાધ્યથી વિરાજમાન છે. એ પુજાની પ્રવૃત્તિથી અજ્ઞાનીને ખબર પડતી નથી અને વિધિ પૃજન કરી પોતે અભિમાન ધરે છે હવે મૌન ધ્યાન વિધિ.

**मौनं स्वाध्ययनं ध्यानं ध्येयं ब्रह्मानुर्चिंतनम् ।**
**ज्ञानेनेति तयोः सम्यङ्निषेधांतःप्रदर्शनम ॥ १४ ॥**

અર્થ:—સ્વાધ્યયન તે મૌન, બ્રહ્મચિંતન તે ધ્યાન, વાણી મનને જ્ઞાનથી નિષેધ કરી ધ્યેયનુ દર્શન ઉત્તમ છે.

ટીકા:—વેદ અધ્યન સમજવું જોઇએ અને વેદ શું છે તે જાણવું જોઇએ. અહંબ્રહ્મનું સ્ફુરણ થયું તેની અગાઊ આદિ નારાયણ છે. જેનાથી વેદ ઉત્પન્ન થયો છે, મુખ્ય રૂપ તે વેદનો પ્રણવ કેહેતા ૐકાર છે. જેનું અંગ ત્રણમાત્રા છે. તેને સાકાર સમજવો જે એકજ પુરૂષનો પ્રકાર છે. "અર્ધમાત્રાને હકાર સમજવો જે સાક્ષિ માત્ર છે એટલે અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા અને બિંદુ. એવા એના પાંચ અંગ છે. અર્ધમાત્રા તે ધ્વનિ છે અને બિંદુ સાદ પુરનાર એવા પ્રણવરૂપ વેદમાંથી આપોઆપ (સ્વયમ્) નાદ પ્રગટ થયો જે સ્પષ્ટ બોલતા બે અક્ષર જણાય છે. (અગાડી જણાવેલા જપના પ્રસંગમાં હંસ અક્ષરોનું સ્વરૂપ બતાવી સ્પષ્ટ અર્થ કીધો છે તેની એજ ગાયત્રી છે) હવે એમાથી માત્રા ઉત્પન્ન થઇ, પછી સોળ સ્વર, પચીશ વ્યંજન, ય-ર પછીના સાત મલી ૪૮, અને હ-ક્ષ મલી પચાશ અક્ષરની ઉત્પત્તિ થઇ. જેની વાસ્તવિક રીતે જોતા અકાર-માંથી ઉત્પત્તિ થઈ છે. અકારનું રૂપ ઉકારથી જોવામાં આવે છે, કારણત્વમાં મકાર છે આ બધાનો બીજ પ્રણવ છે. એ પુરૂષ કૃત્ય નથી. શબ્દબ્રહ્મ એટલા વાસ્તે કેહેવામાં આવે છે કે પરા આદિ વાણી તેને પોહોંચી શકે છે એજ વેદની વાસ્તવ્યકતા છે. આગલ પાછલ માત્રા મુકવાથી અનંત શબ્દો

ઉત્પન્ન થાય છે જે બ્રહ્મદેવ આદિથી ઘણુજ વિસ્તાર પામેલા છે. એ રીતે વેદનું નિરૂપણ થયું હવે અધ્યયન શું છે? તેનું વ્યાખ્યાન કરીએ. એ અધ્યયનના બે પ્રકાર છે, એક સાધક અને બીજુ સિદ્ધ. સાધકનું લક્ષણ એ છે કે ઉપનિષદનો અભ્યાસ કરે અથવા ગુરૂમુખથી શ્રવણ કરે. તેનું અધ્યયન મૌન છે. જ્ઞાતાનું મૌન એ છે કે છેલે બ્રહ્મરૂપ જાણવાથી પાપ પુણ્ય સારૂ નરશું છોડી દે. એક બ્રહ્મ પરિપુર્ણ છે તેમાં કંઇ દ્વૈત નથી. એની ક્રિયા રાત-દીવશ કરી એના ચિંત્તનની સમાધિનું ઉત્થાન થવા દે નહી, આ સારૂ ખરાબ છે એમ કહે નહી. સત્ય મિથ્યા છે એમ બોલે નહી, અને મુખમાંથી આવે તે બોલે એજ મૌન. યથેચ્છાપણાથી વાણી કાઢાડે નહી એ જ્ઞાતાનુ મૌન છે. સાધકનું શ્રવણ મનન છે એવુ મનનું અનુસંધાન જેને બ્રહ્મચિંતન કેહેવાય છે તે જ્ઞાનીનું સર્વ સર્વદા ધ્યાન થાય છે. ધ્યેય બ્રહ્મ પરિપૂર્ણ છે, જેના દર્શન વિષે ધ્યાનનો આશ્રય લેતા પણ વાણી મન પોહોચી શકતું નથી એવો અક્ષેપ જો કરીએ તો પણ નિરાધારી કેહેવો જોઇએ. જે કારણે જે આકારી દેખાય છે તે બ્રહ્મ નહી. મનને જે જે જણાય છે તે તે સર્વ મિથ્યા સમજવું. જ્યાં વાણી મનની ઉપેક્ષા થઈ કે ત્યાં વિકાર ગણાય છે. એવી રીતે "આ નહી" "આ નહી' (**નેતી નેતી**) એમ કેહેતા કેહેતા ભાગત્યાગ કરતા અવશેષ અધિષ્ટાન નિષેધ અંતક રેહે છે કે જે ધ્યાતા અને ગ્રાહક એ બેઉ એક નથી, એવો જે નિષેધઅંતક અધિષ્ટાન ધ્યાન કરવા યોગ્ય છે. એને આખરે શુન્ય કેહે છે ત્યા તેના જવાબમાં એમ પુછવાનું કે દીવો જેને ઠાર્યો દીવો નહી જેવો થયો, ખરો, પણ દીવાનુ નહીપણુ કોને જોયું? તેવીજ રીતે જેને મન વાચાનો ત્યાગ કીધો અને ત્યાગતાનો વિચાર જેને જાણ્યો? અને જેને સર્વનો અંત જોયો તેને શુન્ય કેમ કેહેવાય? તેમજ મન વાણી અને વિચારથી શુન્ય સહિત ભાસ માત્ર જોતાનેજ અનુભવ ગોચર તે ધ્યેયરૂપ બ્રહ્મ છે અને ધ્યેયરૂપ બ્રહ્મ નિજાંગે આપણે પોતેજ છેઇએ નિશ્ચય જ્ઞાન એની નિશાની છે. એનુ નામ પ્રદર્શન, જેની ભેટ આપણ પોતેજ છૈઇએ. અન્વયથી પદાર્થમાત્ર એ ધ્યેય બ્રહ્મરૂપ દેખે છે તેને સદા ધ્યાનથી ઓલખ થાય છે. ચિંતન શબ્દના સ્ફુરણનુ અનુસંધાનસાધક કરે છે ત્યારે સિદ્ધને એનું સ્મરણ વિસ્મરણ એ બેમાનું કાંઈ હોતુ નથી. જ્ઞાતાનું ધ્યાન એવુ છે કે એને એકાંત આસનની જરૂર પડતી નથી પણુ જ્યાં જ્યાં મન જાય છે ત્યાં બ્રહ્મ સમાધિ થાય છે. હવે જ્ઞાતાની ભોજન વિધિ.

**अतीतानागतं किंचिन्न स्मरामि न चिंतये ।**
**रागद्वेषं विना प्राप्तं भुंजाम्यत्र शुभाशुभम् ॥ १५ ॥**

અર્થઃ—ન સ્મરણ કરવાથી તથા ન ચિંતવન કરવાથી શું ફળ થાય છે? રાગ દ્રૂષ મુકયા વગર કંઇ પ્રાપ્ત થતું નથી ફકત શુભાશુભ ફળ ભોગવાય છે.

ટીકાઃ—સર્વ વિષયના નામરૂપ મિથ્યા ગણી શુખદુઃખ બન્ને કાઢી નાખ્યા એટલે સુખદુઃખ સ્વપના તરીકે મિથ્યા ગણીને મનમાં બીલકુલ સ્મરણુ રાખવું નહી. કોઇપણ સમયે સુખદુઃખ પ્રાપ્ત થાય તો તેનું ચિંતવન ન કરતા નિરાધાર સ્થિતિમાં રહેવું એવા વિચારથી કે જે થનાર ભવિષ્ય થનાર છે જે ન બનનાર છે તે બનનાર નથી, એવી દઢ બુદ્ધિ રાખી કાંઇ પણ તેનું ચિંતવન કરવું નહી. ગયુ તેનું સ્મરણ ન કરવું તથા ચિંતવન પણ ન કરવું. પણ પ્રારબ્ધ અનુકુલતાને જે જે પ્રાપ્ત થાય તે ભોગવી લેવુ, તેમ દ્રૂષ પ્રિતિ કાઢી નાખી શુભાશુભ બન્નેનો ભોગ ભોગવવો તથા પાપ પુણ્યની ગણત્રી કરવી નહી. જ્ઞાતાને પ્રારબ્ધ કયાંથી હોય એવી જરા પણ કલ્પના થાય તો સમજવું જે કર્મ વગર દેહ રહી શકતો નથી. સચિંત જ્ઞાન નષ્ટ થયુ, અહંકારની સાથે ક્રિયામાણ નષ્ટ થયો પણ પ્રારબ્ધ તો ભોગમાત્રના કારણથી દેહ સાથ રેહે છે. દેહ આપણો નથી ત્યારે પ્રારબ્ધ કયાંથી? કારણ દેહ રેહે કે જાય તેની સાથે આપણો શું સબંધ? આત્મા દેહરૂપ થતો નથી દેહને પ્રારબ્ધ છોડતો નથી. દેહનુ રૂપ પ્રારબ્ધ કર્મ સમજવું. એવું પ્રારબ્ધ ભોગવતા જ્ઞાતા સુખદુઃખ જોતો નથી, હર્ષ શોકની વાર્તા પણ કરતો નથી, તેમજ દ્રૂષ પણ કરતો નથી પણ પ્રાપ્ત વસ્તુ અનાયાસે ભોગવે છે. આત્મા દેહથી જુદો હોવાથી દેહપર આત્માધ્યાસ બીલકુલ થતો નથી. (એ આત્માધ્યાસી અહંમતા છે અને તે બંધનનું મુળ છે) એવો એ જ્ઞાતા છે અને તે નિરાભિમાનથી રહે છે અને નિશ્ચય બુદ્ધિથી આપણુજ આત્મા છેઇએ એવો દઢ નિશ્ચય તેને હોય છે. અહંકાર વિગેરે જે જે તત્વ ભિન્ન દેખાતો હતો તેનું સંકેત કરી જડ ચૈતન્ય જુંદુ પાડી મિથ્યાથી સત્યને જુદુ કાઢી આપણે આત્મા સત્ય એવો નિશ્ચય કરીને બેસે છે જેથી પોતાની ગ્રંથિભેદન (સશંય નિવારણ) કરીને ચૈતન્ય આત્મા પરિપૂર્ણ છે અને તે અભિમાનથી જુદો છે એવો નિશ્ચય કરી રહે છે. જો કે બાહેર વહેવારમાં આચરે છે તો પણ એવા નિશ્ચયથી બાધ આવતો નથી પણ એક રસરૂપે નિજાંગે પુર્ણ બ્રહ્મ રેહે છે એજ એનું બોજન.

**अभयं सर्वभूतानां ज्ञानमाहुर्मनीषिणः ।**
**निजानंदे स्पृहा नान्ये वैराग्यस्यावधिर्मतः ॥ १६ ॥**

અર્થ:—સર્વ ભૂતની નિર્ભયતા એને જ્ઞાતા જ્ઞાન બોલે છે. વૈરાગ્યની અવધિ બ્રહ્મ શિવાય બીજા કોઇની સ્પૃહા ન રહે ત્યારે જણાય છે.

ટીકા:--બ્રહ્મ જે અભિન્ન છે તેને વિશે ધ્યાતા, ધ્યાન, ધ્યેય છોડીને નિજાંગે આપણેજ બ્રહ્મ થવું એજ જ્ઞાન નિર્ભય છે. નામરૂપ ભ્રમનું મુખ્ય અધિષ્ટાન મિથ્યાત્વ થઇને પોતે અંગે બ્રહ્મ થવાય તો પછી તેને ભય કોનો? જ્ઞાતાનું લક્ષણ નિર્ભય બ્રહ્મરૂપ છે અને સર્વ ભૂતો પોતે છે એમ સમજે છે ત્યારે અભય થાય છે. પૂર્ણ જ્ઞાતા કેહે છે કે આ અભયરૂપ સ્થિતિ તે જ્ઞાનની છેવટની સ્થિતિ છે, એ ઉપરાંત બીજું કાંઇ એ વિષયમાં કેહેવામાં આવે તો તેની વિપરિત જ્ઞાન સ્થિતિ જાણવી. વૈરાગ્યની અવધિ એ જે છે નામરૂપનો ત્યાગ કરી નિજાંગે બ્રહ્મ થઈ સ્વાનુભવથી તૃપ્તિ રહે એવી સ્પૃહા રાખવી. નિજાનંદ રૂપ થઇને જે જે દેખાય છે તે મિથ્યાત્વ માનવું એજ માયાનો મેળો છે. માયાનો ત્યાગ કીધો કે અંગે બ્રહ્મરૂપ થવાય છે જે વૈરાગ્યની અવધિ છે. બ્રહ્મરૂપમાં સર્વ ભૂતોનું મિથ્યાત્વ સમજાયાથી હુંપણાનો અંત વૈરાગ્યથી આવે છે એવા વૈરાગ્ય શીવાય બ્રહ્મજ્ઞાન કદી સ્થિત થતું નથી અને જ્ઞાન પણ પૂર્ણ રહેતું નથી. એવી રીતે જ્ઞાન અને વૈરાગ્ય એકમેકના સહાયભૂત છે. વૈરાગ્યથી નામરૂપ છોડવું, જ્ઞાનથી બ્રહ્મ જાણવો, પછી દ્વૈત છોડી નિજાંગે બ્રહ્મ પકડવો. હવે નિદિધ્યાસના લક્ષણ:—

**वेदांतैः श्रवणं कुर्यान्मननं चोपपत्तिभिः ।**
**योगेनाभ्यसनं नित्यं ततो दर्शनमात्मनः ॥ १७ ॥**

અર્થ:—વેદાંતનુ શ્રવણ કરવું, દ્દષ્ટાંત યુકતીથી મનન કરવું, યોગથી નિત્ય નિદિધ્યાસન કરવું તેથી આત્માદર્શન થાય છે.

વિવેચન:—ઉપનિષદ તે વેદાંતથી પ્રત્યગાત્મા બ્રહ્મ નિશ્ચય થાય છે જેથી એક પ્રયોજનથી વિષય નિભ્રાંત થાય છે વેદાંત શ્રવણ કરવાથી અદ્વય ઓળખવામાં આવવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. આપણ બ્રહ્મ છતાં નિભ્રમનો ભ્રમ ઉત્પન્ન થાય છે જેથી દેહ બુદ્ધિનો સંભ્રમ થાય છે, એનું નામ બંધન છે. આપણને બ્રહ્મ નિશ્ચય થવાથી એ ભ્રમનો પડદો ખુલે છે અને તેથી સાધક સ્વાનંદને પ્રાપ્ત થઇ મોક્ષને પ્રાપ્ત થાય છે અને તેથી ભવ બંધનનું દુઃખ જાય છે અને સ્વાત્મા સુખે તૃપ્તિ થાય છે એજ વેદાંતનો પ્રયોજન છે. સાધ્ય સાધક, ધ્યેય ધ્યાતા અથવા જ્ઞેય જ્ઞાતા એ સાધનરુપે તત્વનો સંબંધ છે. એ વિષયનો પ્રયોજન એ છે કે મનુષ્ય અનુબંધનથી પૂર્ણ અધિકારી એ વેદાંતથી થાય છે. ઉપક્રમ (આરંભ) ઉપસંહાર (સમાપ્તિ) અને અભ્યાસના દ્દષ્ટાંત અને પ્રકારથી ફળ

શ્રુતિ થવી જોઇએ. વેદાંતનું ફળ એ છે કે સંધિની ખરી પ્રતીતિ થઇ કે દેહના મોક્ષની પ્રાપ્તિ થવી જોઇએ. સર્વ શાસ્ત્ર છોડી દઇ ઘટપટ આદિ બાજુ પર રાખી વેદાંત શ્રવણ કરવું. એ શ્રવણ ગુરૂ મુખે સર્વદા કરવું જોઇએ. ગુરૂ શિવાય એ શ્રવણ પ્રતીત થતું નથી. શ્રવણ એટલે નામરૂપ સ્વભાવે મિથ્યા છે અને બ્રહ્મ પ્રત્યક્ષ છે. એ શિવાય બીજું કંઈ પણ જાણવામાં આવે નહીં. અનેક શાસ્ત્રનું મનન કર્યા સિવાય સંશય મટતો નથી. દૃષ્ટાંત અને યુકિતથી સર્વ સંશયનો નિષેધ કરીને મનન થવું જોઇએ. શાસ્ત્ર અનેક રીતિને મનન બોલે છે તેમાંથી એક વસ્તુ લઇને બાકીનું વ્યર્થ છે એમ સમજવું. સુક્ષ્મ વિચારથી પૂર્ણ સ્થિતિ સમજવી. સંશય સર્વ વિષયોનો શાંત થાય, દ્વૈતભાન જતું રહે, ત્યારે મનનું ખરૂં સ્વરૂપ સમજવાથી બીજું સાધન સમજાય છે. એવી રીતે ચિત્ત દૃઢ થાય ત્યારે અભ્યાસીને યોગ્ય રીતીથી ત્રીજું સાધન મળે છે તે એ કે બ્રહ્મ સત્ય આપણે પોતે છીએ, જગત્ અને જીવ સપૂંર્ણ મિથ્યા છે એવું સ્મરણ રૂપે સર્વદા અનુસંધાન કરવું. અનુંસંધાનની રીત એવી છે કે જ્યાંથી સ્મરણ ઉત્પન્ન થાય અને પાછું ત્યાં લય થાય કે આપણે નિશ્ચય પોતે છીએ એવું અખંડતામાં રેહેવું, તેમાં પ્રાણની નિરોધતા કે મનની સ્તબ્ધતાની જરૂર નથી. જે જે દેખાઇ ભાસમાન થાય છે તે આપણાથી થાય છે એવી ચિત્તવૃત્તિનું નામ યોગાભ્યાસ છે, જ્યાં દ્વૈત ઉત્પન્ન થતું નથી પણ પૂર્ણ બ્રહ્મ એક રસરૂપે આવે છે. હવે નિદિધ્યાસનનું કર્તવ્ય એ છે કે ઉપર જણાવેલી રીતે દૃઢ અભ્યાસથી આપણ પોતેજ નિશ્ચય થઈએ છીએ અને સ્મરણ કરતાં ન કરતાં આપણને બ્રહ્મ નિશ્ચયાત્મક સાક્ષાત્કાર મળે છે. દ્વૈતાદ્વૈત ભાન જવાથી પૂર્ણ બ્રહ્મ ત્રણ કાળ પ્રાપ્ત થાય છે.

शब्दशक्तेरचिंत्यत्वाच्छब्दादेवापरोक्षधीः ।
सुषुप्तः पुरुषो यद्वच्छब्देनैवानुबुद्ध्यते ॥ १८ ॥

અર્થ :—જેવી રીતે સુતેલો પુરૂષ શબ્દથી જાગૃત થાય છે તેવી રીતે શબ્દની અચિંત્ય રચના અને શબ્દથી અપરોક્ષ જ્ઞાન થાય છે.

વિવેચન :—શબ્દનું મુળ સૃષ્ટિથી છે અને તેનુ સર્વ નામરૂપથી નિર્માણ કીધેલું છે જેનું કાળ જ્ઞાન ઉદયથી આવે છે. જ્યારે અજ્ઞાન હોય છે ત્યારે જીવ સૃષ્ટિ કલ્પવામાં આવે છે અને જયારે પ્રકાશરૂપ જ્ઞાનની જ્યોત નિકળે છે ત્યારે સર્વ મિથ્યા સમજવામાં આવે છે. સર્વ

શબ્દથી અપરોક્ષ જ્ઞાન કેમ થાય? એનો જવાબ એ છે કે મુળથી અંગમાં જ્ઞાન અપરોક્ષ છે, પણ અજ્ઞાનથી તે દુર થઇ ગયું છે અને તેથી બ્રહ્મ દેખાતો નથી. દશમાંનો દૃષ્ટાંત શાસ્ત્રકાર એ સબંધમાં વિવેચન કરી આપે છે કે તે પ્રત્યક્ષ દશમો તુજ (બ્રહ્મ) છે. આવરણથી તે દેખાતો નહતો તેજ આવરણના નિવાર્ણથીજ અપરોક્ષ સિદ્ધ થાય છે. મૂળથી બ્રહ્મ ન હવો ત્યારે શબ્દ બ્રહ્મ કેમ કહેવાય છે? ભ્રમથી આપણે ભ્રમણતામાં છૈયે જે ભ્રમ જવાથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે શબ્દનું કારણ પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન છે. બ્રહ્મ સચ્ચિદાનંદ છે, એ શબ્દથી બોલાય છે તેમાં કોઇ પણ જાતનો ભેદ નથી એજ અપરોક્ષ જ્ઞાન છે. ગુરૂ મુખથી માહાવાકયની રચના અને અર્થ સમજવાથી હું પોતે બ્રહ્મ છું એવું અપરોક્ષ જ્ઞાન શબ્દ રચના શિવાય પ્રાપ્ત થતું નથી.

**आत्मानात्मविवेकेन ज्ञानं भवति निर्मलम् ।**
**गुरुणा बोधितः शिष्यः शब्दब्रह्मातिवर्तते ॥ १९ ॥**

અર્થ:—આત્માઅનાત્મના વિવેકથી તત્કાલ નિર્મળ જ્ઞાન થાય છે. શિષ્ય ગુરૂને બોધ કરતા સમજવાથી શબ્દનો અર્થ બ્રહ્મમાં પ્રવર્તે છે.

વિવેચનઃ—આત્મા અનાત્માનો અંતર વિચાર કરી ઓળખવો અને જોવું કે જે દેખાય છે, ભાસમાન થાય છે, તથા સમજવામાં આવે છે તે જડ અને ચંચળના વિકારનું પરિણામ છે. સુખ દુઃખ મિથ્યત્વપણે દેખાય છે તે અનાત્મા અને એવાં એવાં જે અનાત્મા ચિન્હ હોય તે ક્ષણમાં ત્યાગ કરવા પછી જે દેખાય નહી, ભાસમાન થાય નહી તથા સમજાય નહી તે સર્વને નિર્વિકારી ઓલખવો, જે સદા સુખ માત્ર આત્મા છે. આ ચિન્હ બુદ્ધિથી સમજી નિશ્ચય કરી અનાયાસે નિર્મળ જ્ઞાન સંપાદન કરવું. જયાં જયાં જરા પણ ભેદ ન હોય ત્યાં તેનુંજ નિર્મળ જ્ઞાન સંપાદન કરવું; કારણ એના શિવાય બીજું કોઇ પણ અપરોક્ષ જ્ઞાન નથી. જેને અનાત્મા આત્માનો વિવેક છે તેજ તેનો અધિકારી છે, તોપણ ગુરૂ, શાસ્ત્ર, અને પોતાનો અધિકાર એ ત્રણ એકત્ર થતાને સમાધાન થવું જોઇએ. ષટ્ શાસ્ત્ર તે વેદાંત; અને ગુરૂ લક્ષણ એજ કે જેને નિજાંગે બ્રહ્મ પૂર્ણ હોય, સમાધાન હોય, સ્વાનુભાવે તૃપ્તિ હોય, અને જેના અંકુરમાં પ્રબોધ શક્તિ અને શબ્દ બ્રહ્મની પરિપૂર્ણ ગતિ હોય. એવા સદ્‌ગુરૂથી સાધકને તતક્ષીણ બોધ મળે છે. જેને નિજાંગે બ્રહ્મ નથી પણ શબ્દ બ્રહ્મની શક્તિ હોય તોપણ તે સદ્‌શિષ્યના સંશયને નિવારણ કરી શકતો નથી. જેને

પ્રબોધ શક્તિ પ્રબલ હોય પણ જેના અંગે નિશ્ચલ બ્રહ્મ ન હોય તો તેના બોધથી શિષ્યને કેવળ અનુભવ થવાનો નથી. વાસ્તે જેને બ્રહ્મજ્ઞાન પ્રજ્વલીત હોય તથા શબ્દ બ્રહ્મની તળામળ કરી શકે એવા દયાળુ સદ્ગુરૂથી પરમાર્થતા મેળવવી જોઇએ. એવા સદ્ગુરૂના ઉપદેશથી શિષ્યને બોધ મળે છે ત્યારે શબ્દ શાખા બાજુ મુકી તતક્ષણુ નિજઅર્થ પ્રાપ્ત થાય છે.

न त्वं देहो नेंद्रियाणि न प्राणो न मनो न धीः ।
विकारित्वाद्विनाशित्वाद्दश्यत्वाच्च घटो यथा ॥ २० ॥

અર્થ:—દશ્ય દેહ તું નથી, ઇન્દ્રિયો પ્રાણ નાશ પામશે, દેહના ઉપરીત વિકારી મન બુદ્ધિ તું નથી.

વિવેચન:—જડ દુ:ખ નાશવંત છે તેને તું અનાત્મા જાણ. અસ્તી ભાતિ સદા પ્રિયરૂપ આત્મા છે. સચ્ચિદાનંદ બ્રહ્મ તું તે આત્મારામ છે. અસ્તી ભાતિ પરમ પ્રિયરૂપ છે. હું છું એવુ તને લાગે છે અને એનો સર્વકાળ જે ઉદ્ભવ આવે છે તે અસ્તિરૂપ. જે સર્વદા પદાર્થમાત્રને જાણે છે અને પ્રકાશ કરે છે તેને ભાતિત્વપણે ચિદ્રુપ જાણવો, જે અસ્તિ પ્રિય છે તે આત્માનું સ્વરૂપ છે. એ ખુલેખુલું બોલતાને અસ્તિ ભાતિ પ્રિયત્વ છે તે તારૂં મુખ્ય સ્વરૂપ છે. નામરૂપે દેખાય છે તે ખોટો આરોપ છે એનાથી સર્વ તત્વ જાણવા. ફોકટ તેને કેહેશે કે "હું છું, હું છુ," તે મધ્યમાં તું અસંગ છે એમ ઓળખવો જોઇએ. હું જ આત્મા એવો દ્દઢ નિશ્ચય થવાથી નામરૂપનો લય થાય છે. અજ્ઞાનતાથી જડને "હું છું," એમ શા વાસ્તે કેહે છે? સ્થુળ દેહ અસ્થિમાંસનો છે. રક્ત અને વિર્યથીજ જન્મેલો છે તેને તું કેહે છે કે "હું છું." અસ્થિ, ત્વચા, નાડી, માંસ, રોમ એ ભૂમિનો અંશ છે એથી તે અવિનાશી આત્મા કેમ થાય? શુક્ર, શોણિત, લાલ, પરશેવો, મુત્ર એ પાણીનો અંશ છે જે આત્મા નથી. ભુખ તરશ, નિંદ્રા, મૈથુન, આલશ એ તેજના છે જેથી વિકારી છે. આંકુચન, પ્રસરણ, નિરોધન એ વાયુથી ચલણ વળણ થાય છે જેથી વિકારી છે તે આત્મા નથી. કામ, ક્રોધ, મોહ, ભય, શોક એ આકાશના કારણ છે જેને મૂઢ લોક નિ:સંશય આત્મા કહે છે. એ સઘળા પાંચ ભુતોના નિમિત્તથી અને માતા પિતાથી ઉત્પન્ન થાય છે. એ છ વિકાર ત્યાંને ત્યાંજ રહે છે જન્મીને વધે છે અને યુવાન થઈ વૃદ્ધિ થાય છે. પ્રાણ નાશ પામે છે તેથી તે આત્મા કદી થતો નથી, નાશવંત અને જડ પોતાની મેળે હાલતો નથી એ દુ:ખનું પાત્ર છે. જાગૃત્તિ અવસ્થા જડની છે, તે સ્વતંત્ર નથી!, તેની સાથે લિંગ દેહનો સબંધ થવાથી તેનો વ્યવહાર

ચાલે છે, સુક્ષ્મ દેહ શિવાય ભોગ પ્રાપ્તિ નથી કારણુ સ્થુળ દેહને બાજુ મુકીને તે વેહવાર કરે છે. તસ્માત્ બુધ્ધિની અવસ્થા જડ દશ્યથી ઓળખવી. હસ્ત પાદ મસ્તક અને અંતર ઇન્દ્રિયો (તનમાત્રા) એનું એ કૌતક છે. જે "મારૂં," "મારૂં" બોલે છે તેનો વિચાર કરીને જોશે તો તે અંતર્યામી છે. જે જડને મારૂં જુએ છે તે તારૂં છે એમ દેખાય છે પણુ તે નામરૂપ છે. એવી રીતે સત્યપણુા વગર જે ભ્રમથી દેખાય છે તેનો અધિષ્ટાન આત્મા તું છે. જડ (દેહ) મધે અસ્તીપણું છે, તેને સુક્ષ્મ દષ્ટિના અનુમાનથી આત્મા સ્વરૂપ જાણવું, એવું અસ્તિપણું તારી આગળ છે જે આપોઆપ દેખાય છે; તે વાસ્તવિક દેહનું છે. ઘટ જેવો પદાર્થ દૃષ્ટિથી જોતાં આંખ કદી ઘટ થતી નથી. તેવી રીતે દેહ દશ્ય દેખાતા વાસ્તવિક દેહઆત્મા નથી. તેવીજ રીતે દેહબુદ્ધિને છોડીને તું આત્મા પોતે છે, ત્યારે દેહબુદ્ધિ મારા છે એમ બોલાય કેમ? તું ઇન્દ્રિય નથી જે ક્રીયા શકિતનો સમુદાય છે, જ્ઞાન ઇન્દ્રિથી જ્ઞાનશકિત છે એ પંચ ભૂતના કાર્ય છે અને એમાં રજ સત્વના અંશ છે. મન, બુદ્ધિથી નિર્ગમનનો દ્વાર છે, વાચા અગ્નિ છે જેથી અક્ષરનો ઉચ્ચાર થાય છે એ પણુ વિનાશી છે. ઉચ્ચાર કરતા મનન થતું નથી તે મધ્યમાનું લક્ષણ છે. મનન ન થતાં ભાસકપણું થાય છે તે પસ્યંતિ વાચા છે. ભાસકપણું ન હોય, મનન ન હોય, અને ફોકટ સ્મરણની સ્ફુરણ આવે તે પરા સમજવી તે પણ તું નથી. પાણી (હાથ) ઇન્દ્રિ, લેવું દેવું, એ જડત્વનો વેહેવાર છે, હાલવું, ચાલવું પગની ક્રિયા છે ઉપસ્થેન્દ્રિય પ્રજાપતિ રતી સુખની છે તે પણ વિકારી સ્વયંજાતિ છે તે આત્મા નહી. ગુદા અધો-દ્વારથી દેહ મળનો વિસર્ગ કરે છે તે કર્મ વિકારી કેહેવાય છે એવી રીતે પાંચ-કર્મેન્દ્રિયોની ક્રિયા ઓળખવી જોઇએ, અને જડત્વના વહેવારથી તેઓના વિષયરૂપ ઓળખવામાં આવતા નથી. જેને જ્ઞાનેન્દ્રિયો કેહે છે તે શબ્દ આદિ વિષય ગ્રહણ કરે છે અને તે દરેક વિષયની ક્રિયા જાણેછે, શ્રોત્ર શબ્દથી જણાય છે અને જ્ઞાન ક્રિયાના લક્ષણથી અર્થ ગ્રહણ કરે છે, એમાં બનેનો સમાવેશ થાય છે. એ ચાર સમજીને જ્ઞાન ક્રિયા ઓળખવી જે સ્વભાવે વિનાશી છે. શ્રોત્ર દિશા સાંભળે છે, વાયુ ત્વચાને સ્પર્શ કરે છે, આંખ સુર્યને દેખે છે, જીભ રસ સ્વાદ ચાખે છે, નાક ગંધ લેછે, એ દેહની વિકૃતિ છે અને તેમાં સર્વ વહેવાર ચાલે છે. તે મધે તું નિર્વિકારી આત્મા છે તેમાં અસ્તિપણું છે તે તું આત્મા જાણ. અધિષ્ટાન વગર ભાસમાન થતું નથી. એ જ્ઞાનેન્દ્રિયો ચિદ્રુપત્વથી જુએ છે ખરી પણ કર્મ ઇન્દ્રિયોમાં નિઃશેષ નથી એવી રીતે દશ ઇન્દ્રિયો અસ્તિ રૂપે આત્મા જુએ છે. એવું ચિદ્રુપ છે તે તું આત્મા છે. અહીંઆ તારા ચિદ્રુપનું રૂપ જણાતું નથી

પણ આગળ જતાં તું આપોઆપ જોઇશ. એવી ઇન્દ્રિયોનો વેહેવાર જે સ્પષ્ટ રીતે વિકારી સમજાય છે તેનો બાધ કરવાથી તુ આત્મા રેહે છે. સ્થુળ દેહ જે દશ્ય છે તે ઇન્દ્રિયોનો વિકાર જાણવો. પ્રાણથી દેહની જીવત્વા છે, પણ તે જડ છે. ઉર્ધ્વગતિ પ્રાણની છે. અધોગતિ અપાનની છે વ્યાન સર્વે અંગમાં છે ઉદાન કંઠમાં છે અને સમાન નાભીમાં છે, એનો વહેવાર જડત્વનો છે અને ક્રિયા શકિતનો વિકાર છે. ભુખ, તરશ, ઇન્દ્રિયોનું પોષણ કરતા છે, તે અહીઆં સદ્રુપે છે. તેને ભ્રમથી આત્માપ્રાણ કેહેશે પણ એ ભ્રાન્ત પ્રાણ તું નથી, પ્રાણનો ત્યાગ કરીને તું અવિનાશી આત્મા છે. મનનું રૂપ સંકલ્પ વિકલ્પ છે જેને જગત્ કલ્પનો આરોપ લીધો પણ તે મુખ્ય નિર્વિકલ્પ સ્ફુરણ છે જેનું નામ અંતઃકરણ છે. એના બે ભાગ મન અને બુદ્ધિ; ચિત્તનો ધર્મ ચિંતન તે મનનુ રૂપ છે. સંકલ્પ હોય પણ તેનો નિશ્ચય કર્યા વગર કાર્ય થતું નથી, જે વૃત્તિથી નિરાધાર છે તે બુદ્ધિ છે. અમુક કાર્ય અવશ્ય કરૂં અને અમુક હું હાથમાં નહી પકડું તે બુદ્ધિ વૃત્તિનો અંહકાર છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એના જુદા જુદા ચાર વેહેવાર છે પણ તે મન બુદ્ધિના છે ખરા પણ એ કાર્ય ભૂતોના છે. જ્ઞાનશકિત સત્વગુણની છે, ભોગસાધન જીવાત્માના છે, ચંચળ વિકારી છે. આત્મા પ્રકાશ વગર વૃત્તિથી વર્તણુક ઘડાતું નથી, જ્ઞાનશક્તિ બીજાથી પ્રકાશે છે. બુદ્ધિ અને મન જીવાત્માના વિષયના ભોગ સ્વિકારવા ઇન્દ્રિયોદ્વારા પરિવર્તન કરે છે એવી બન્નેની વૃત્તિને અંતઃકરણ કેહે છે, કારણ તેમાં ઉદ્દભવ અને સમાપ્તિ છે. શોક મોહ, લજ્જા, ભય, કામ ક્રોધ આદિ સમુદાય બુદ્ધિ વૃત્તિના છે. એવી વૃત્તિઓ જાણી એમ સમજવું કે તુજ આત્મા વ્યાપ્ત પૂર્ણ છે, સદ્રુપ અને ચિદ્રુપ બેને લક્ષણોથી તેને ઓળખવો. પાણીનું તરંગ જેમ અખંડપણે પાણીમાં રેહે છે તેમ તું અંતઃકરણમાં આસ્તિત્વે રહેશે. તારા પ્રકાશથી વૃત્તિ જ્ઞાન તરફ જઈ સોળ વિષય ભોગવતી વૃત્તિ તેજ ચિદ્રુપ છે. અચિદ્રુપથી વિકાર ઓળખવો કે જેથી આત્માનો અસત્, જડ, દુઃખ, બીજા વિચારથી નિકળી જાય. જે અસત્ જડ દુઃખ રુપ છે તે મિથ્યા ભ્રમરૂપ છે, અસ્તિ ભાતિ પ્રિયરૂપ તેજ આત્મા જાણવો. સ્થુળ દેહ અન્નમય, પ્રાણ અને કર્મેન્દ્રિયો એ પ્રાણમય કોશ, જ્ઞાનેંદ્રિય અને મન મનોમય કોશ, બુદ્ધિ અને જ્ઞાનેદ્રિય એ વિજ્ઞાનમય કોશ છે. એ સતર તત્વોના સમુદાયનો લિંગ દેહ છે. સ્થુળ જડ આત્મા નથી સુક્ષ્મનાના વિકાર છે અને એના રૂપ વિચારથી તપાસીએ તો અસત્ જડ દુઃખરૂપ છે. હવે એની અવસ્થા જાગૃતિ સ્વપ્નની સંસ્થાનો અનુક્રમ નથી, વિચાર કરીએ તો પ્રાણના આધારથી અંતઃકરણની વૃત્તિ શ્રોત્ર આદિ ઇન્દ્રિયદ્વારા થઇ શબ્દ, સ્પર્શ આદિથી

વિષયાકાર થાય છે ત્યારે તેને જાગૃત અવસ્થા કેહે છે અને જેને અન્વયે જીવને સુખ દુઃખ હોય છે. ઇન્દ્રિયો વગર બુદ્ધિ વૃત્તિ શબ્દ આદિ વિષયની કલ્પના કરતી અંતર્યામીને જાગૃતિના સંસ્કારથી ઉત્પન્ન થતા જેવા સુખ દુઃખ ભોગવાવે છે ત્યારે આ સંકલ્પરૂપ વેહવારને સ્વપ્નાવસ્થા કેહે છે. જાગૃતિનું સ્થાન નેત્ર છે, એટલે સર્વ અંગ ઉપર વર્તન કરનાર નેત્ર ઉપલક્ષણ છે. સ્વપ્ન કંઠમાં છે જે સંકલ્પરૂપ વિકાર છે. અંતઃકરણમાં પ્રતિબિંબ જે જીવ નામે ઓળખવામાં આવે છે તે અભિમાનરૂપે તદાકાર સ્વપ્ન અવસ્થામાં થાય છે. એવો અભિમાન ધરનાર વિશ્વાભિમાની છે. (વિશ્વ, તૈજશ અને પ્રાજ્ઞ) જેને સંકલ્પથી કર્તાભોક્તા અંતરમાં થાય છે તે તૈજશ અભિમાની છે. "હું સુખી છું, દુઃખી છું, પાપી, પ્રતાપિ છું" એવો સંકલ્પ તે તેજશ છે. સ્થુળ દેહ માત્ર અકાર છે સુક્ષમ તે ઉકાર છે બને રૂપે પ્રણવ અક્ષર છે. વિષય પ્રત્યક્ષ આવતા દશ્યત્વે ઇન્દ્રિયોથી પ્રાપ્ત થઇ જીવને સુખ દુઃખ કરે છે ત્યારે તે ભોગ સ્થુળનો કેહેવાય છે. બુદ્ધિ વૃત્તિને યાદ આવતાં વિષય ભાસમાન થતા ચિત્તને સુખ દુઃખ ઉત્પન્ન થાય છે તે જુદો ભોગ છે. સ્થુળ, સુક્ષ્મ, જાગૃતિ, સ્વપ્ન, નેત્ર, કંઠ એ વિશ્વ તૈજશ અભિમાન છે અકાર ઉકાર માત્ર અદ્રય છે સ્થુળનો પ્રવિવિક્ત ભોગ અજ્ઞાન કાર્યથી થાય છે.

**विशुद्धं केवलं ज्ञानं निर्विशेषं निरंजनम् ।**
**यदेकं परमानंदं तत्त्वमस्य द्वयं परम् ॥ २१ ॥**

અર્થઃ—વિશુધ્ધ તે કેવળ જ્ઞાનઘન, નિર્વિશેષ તે નિરંજન જે એક પૂર્ણપરમાનંદ તે તું અદ્રય છે.

વિવેચનઃ—વૃત્તિ અને જ્ઞાનરૂપને એકત્ર કર્યા શિવાય સાકરની મિઠાસ સમજાતી નથી તેવી રીતે વૃત્તિમાંથી સ્વાનુભવે જ્ઞાન કાઢવું તેનુ નામ કેવળ જ્ઞાન, એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, આદિ ત્યાગ કરીને જ્ઞાનનો અનુભવ લેવો તેનું નામ વિશુદ્ધ જ્ઞાન (નિર્મળ જ્ઞાન). તેવીજ રીતે મનનો સંકલ્પ અને બુદ્ધિનુ રૂપ છોડીને જે કાંઇ સ્વરૂપ દેખાઇ આવે તે જ્ઞાન સ્વરૂપ સમજવું. ચિત્ત તેનું કામ કરેછે અંહકાર મિથ્યા છે એમ જાણી તજી દેવો, જે કંઇ જ્ઞાન દેખાઇ આવે તે ચિદ્રૂપ આત્મા. કદાચ તે મધે વિકાર વૃત્તિ થઇ તો પણ તે જ્ઞાન નિર્વિકારી છે. એવું જે પૂર્ણ જ્ઞાન જે ત્રણ અવસ્થામાં વ્યાપક છે અને નિર્વિશેષત્વે તેમાં વિકાર ભિન્ન છે, સાક્ષીત્વે વિષયના અનુભવથી જાગૃતિ જાણે છે, તેવી રીતે સ્વપ્નનો

અનુભવ તેના જ્ઞાનથી થાય છે. શબ્દ જેને ઓળખ્યો તેનેજ સ્પર્શ આદિનો અનુભવ થાય છે ફક્ત એમાં વિષયનો ભેદ છે તો પણ જ્ઞાન અભેદ છે; તેવી રીતે સ્વપ્નમાં સાક્ષિત્વ ભાસથી અનુભવ કરે છે તો પણ અવસ્થા ભેદમાં પણ જ્ઞાન છે તેવી રીતે સુષુપ્તિમાં પણ આપણુ સર્વજ્ઞ-પણે લીન થઇ જઇએ છીએ પણ જ્ઞાનમાં ભેદ કદી થતું નથી. એવી બુદ્ધિ વૃત્તિ બાધ કરતા જે કાંઈ રહે તે વિશુદ્ધ જ્ઞાન. અને એ જ્ઞાન તે તું પોતે દ્રષ્ટા છે. બુદ્ધિ વૃત્તિથી પર છે તેથી તે બુદ્ધિથી તો ઓળખાય નહી અને તે વખતે જાણવો જોઇએ; પણ વિકારનો ઉદ્ભવ થાય તો કેમ કરવું ? તેના જવાબમાં એ જે કે વૃત્તિ જ્યારે આપણને આપણી મેળે સમજાય છે અને તે વખતે આપણે કહીએ કે તે "હું નહી" ત્યારે તેજ અજ્ઞાન છે, પણ જ્યારે એ અજ્ઞાન નષ્ટ થાય ત્યારે તાબડતોબ વૃત્તિજ્ઞાન નષ્ટ થતાં આપણ આપ દેખાય છે. સ્થુળ અને લિંગ શરીર નામરૂપથી ન છતાં નામરૂપ ભ્રમરૂપ દેખાવા લાગ્યું કારણ અજ્ઞાનથી સ્વસ્વરૂપ જણાતો નથી અને જે દેહથી સ્થુળ લિંગ દેહની સ્થિતિ ઉત્પન્ન થઇ તે દેહ ત્રીજો છે (કારણ દેહ). જ્ઞાનઘન તે સ્વપ્રકાશ છે તે છતાં આપણને દેખાતો નથી આ પાંચમો આનંદમય કોશ કે જ્યાં વૃત્તિની સમાપ્તિ થવાથી તે સુષુપ્ત અવસ્થા છે. નહી જાગૃત અને નહી સ્વપ્ન એવી તે અજ્ઞાન દશા છે. જાગૃતિ સ્વપ્નમાં વૃત્તિને અતિશય શ્રમ પડે છે ત્યારે વિશ્રાંતિ આવે છે, "જે આ મારો આનંદ" એવી વૃત્તિ લીન થાય ત્યારે તેને સુષુપ્ત નામ આપેલું છે અને જે અવસ્થા હૃદય સ્થાનમાં કલ્પેલી છે. પ્રણવનો મકાર માત્રા જે ખરેખર અજ્ઞાનરૂપ છે અને જેનો અભિમાની પ્રાજ્ઞ છે તે અજ્ઞાનને જાણતાં છતાં અહંમ-તાની કલ્પના કરીને કાંઈ વિકાર ન છતાં અનુભવથી સુખ માત્રને પ્રાપ્ત થાય છે તેનુંજ નામ ખરેખર આનંદ ભોગ છે. એવી અજ્ઞાન સુષુપ્તિ સ્થાનમાં મકાર માત્રા પ્રાજ્ઞાભિમાન છે, જેમાં આનંદભોગનું જાણપણું છે તો પણ તે આત્મા નહી, પણ જે અજ્ઞાન સ્થિતિને જાણે છે તે આત્મા છે. જે ક્ષણે વૃતિ ઉઠે છે ત્યારે સાક્ષીત્વથી જ્ઞાન થાય છે અને વૃતિ લય પામતા તે પોતે જાણે છે. વૃતિનો લય અનુભવમાં આવ્યો કે વૃતિ ઉઠતા સમજાય કે લય અમુક વખતે થયું તે જે જ્ઞાનથી યાદ આવે છે અને જેનુ લય કાલે અનુભવ નથી ત્યારે વૃતિ કાલે જ્ઞાન કેવું ? એવું જ્ઞાન ત્રણ કાળ અખંડ છે એમ જ્ઞાતા જાણે છે. વૃત્તિની પુર્વે જ્ઞાનરૂપ અખંડ છે ઉદ્ભવ કાલે આપો-આપ વૃત્તિથી જાણે છે જેવી વૃત્તિ લય થઇ કે તે વખતે જ્ઞપ્તિ (જ્ઞાન) ઉત્પન્ન થાય છે એવી ત્રણ કાલે સંચેલી ચિત્તપ્રભા એક છે જેને વૃત્તિ જાણે છે અને તેનાથી આત્મા ઓળખવો, અને વૃતિ હોવા છતાં વૃત્તિ વિકારનો ત્યાગ કરવો. સાકર

છોડી તેનું ગળપણુ લઇએ છઇએ તેવી રીતે જ્ઞાનપ્રભા (પ્રકાશિત જ્ઞાન) ઓળખવું. આપણી જ્ઞપ્તિ વૃત્તિની છે એમ જાણવું. આત્મા કદી અજ્ઞાન છેજ નહી અને હોતો એ નથી. ચિદ્રૂપ આત્માને સર્વદા જ્ઞાનઘન ઓળખવો એ નિજ આત્મા પ્રભા (સ્વપ્રકાશ આત્મા) સર્વદા જ્ઞાનરૂપ આદિ અંતમાં છે તેવી રીતે ત્રણ કાળમાં એક જ્ઞાન જે સર્વદા અખંડ છે તોપણ સદ્રુપથી એ જ્ઞાન જુદું નથી, તેનુ જ્ઞાન સ્થિતપણું છે અને જે જ્ઞાન અખંડ પણ છે. આનંદરૂપ આત્મા છે કારણ.સર્વને પ્રિય છે, તત્વના સુખરૂપથી આત્મા પ્રિય છે. વિકારના કારણથી સુખદુઃખ દેખાય છે એ વૃત્તિ વિકાર નષ્ટ થતાં સ્વસુખ પ્રગટ થાય છે. વૃત્તિના આનંદથી સુષુપ્તિ છે. આધિ અને વ્યાધિનું દુઃખ વૃત્તિથી થાય છે પણ સુષુપ્તિમાં સુખદુઃખ કોઇએ જોયું નથી જેથી સુખરૂપ સુષુપ્તિમાં સર્વ સુખદુઃખની સમાપ્તિ છે કારણ તેમાં આત્માસુખનુ અખંડ સુખ અનુભવાય છે. એ અવસ્થામાં સ્વપ્ન જાગૃતિ ઉલંઘન વૃત્તિ જાય છે ત્યારે જે આરંભમાં સુખાકાર થાય છે તે વાસનાનંદ છે. એ વાસનાનંદ અવસ્થામાં જ્યાં વાસના લય પામે કે ત્યાં સુખ થઇ સુખનું અનુભવ આપોઆપ સ્ફુરે છે, જો કે તે અવસ્થામાં સુખ અનુભવમાં આવતું નથી તોપણ ઉઠતા સ્મરણથી વિષયનો અનુભવ આવ્યા વગર રેહેતો નથી. વૃત્તિ વગર આનંદઘન જેનું જ્ઞાન સ્વાનુભુતિ છે તે સદ્રુપ છે કારણ તે સર્વદા પૂર્ણ છે, સત્ત સર્વ વ્યાપ્ત છે અને તેનું જ્ઞાન અંતઃકરણમાં સ્ફુરે છે. તે (આત્મા) સચ્ચિદાનંદ છે. કારણ સુષુપ્તિ કાલમાં (સત્ત ચિત્ત અને આનંદ) ત્રણે રહે છે. અજ્ઞાનથી સત્ ચિદ્રૂપનું આચ્છાદાન કરવું નહી કારણ માયા આદિ જગતનો વેહવાર તે વગર થતો નથી સતનો આચ્છાદાન આદિ ભ્રમ કહો તો નામરૂપ ક્યાંથી ઉદ્ભવે? અને ચિદ્રૂપનો આચ્છાદાન આદિ ધર્મ કહો તો જ્ઞાન કર્મ કયાંથી ઉત્પન્ન થાય? વાસ્તેજ વિકાર નષ્ટતામાંજ આનંદ માત્ર છે જે આચ્છાદાન કરવું જરૂર પડે છે ખરૂં પણ અનાયાસે સુષુપ્તિ પ્રગટ થાય છે, એમ આત્મા સચ્ચિદાનંદ છે સુષુપ્તિ નિર્દ્વંદ્વ એટલે સુખ દુઃખથી રહિત છે તેમાં અસત્ જડ દુઃખ ખેદ કદિ હોય તો શું થયું? કારણ જે સર્વદા છે તે છેજ. તે કદી અસત્ નથી સુખ અનુભવ જાણે છે તો પણ તે જડરૂપ નથી, આનંદરૂપી છે પણ સુષુપ્તિ કાળમાં તત્વનો દ્વૈત નથી, અજ્ઞાન નામ જે આપ્યું તે જ્ઞાનથી જાણુતા અર્થ થાય છે, એવી રીતે સુષુપ્તિ કાલમાં જડ દુઃખ મિથ્યા છે. જેથી તુજ સચ્ચિદ્રુપ છે. હવે આનંદ વિષે કહીએ. આનંદ વૃત્તિથી સમજાય નહી તો પછી સુખ કેમ જણાય? તેનો જવાબ એ છે કે જેવુ વૃત્તિ વગરનું જ્ઞાન સ્વપ્રકાશ પરિપૂર્ણ છે તેવો આ

આનંદ અનુભવ વગર ઓળખવો. અગાડી સંખ્યાના નિરૂપણુમાં ઉદ્‌ભવ અને લયના મધ્ય સ્થાનમાં સંધિ સાંધવા સમજાવ્યું છે એજ વાસનાનંદ જાણવો. જાગૃતિ અને સુષુપ્તિના મધ્ય સ્થાનનો વિચાર કરવાથી એ સોધન જાગૃતમાંજ સમજવામાં આવે છે. વૃત્તિ તરંગ છોડી દઇને બીજા તરંગ ઉત્પન્ન ન થાય કે તરતજ એ સંધિમાં સ્વાનુભાવે, નિજ આત્મા સુખ મળે છે. ધ્યેય ધ્યાનરૂપે ઉદાસ વૃત્તિથી સુખ પ્રાપ્ત થાય ખરૂં તો પણ એ સુખ વૃત્તિ નિમત્તથી કેહેવાય છે પણ એમાં પૂર્ણ અનુભવ લેવા લાયક છે. એવા સચ્ચિદાનંદઘન કેવળ નિર્વિશેષ પૂર્ણ છે વિશુદ્ધ પણ તે એકજ છે માયા આદિનો અધિષ્ટાન પરબ્રહ્મ છે તેના નિરંજન પદ બે છે; એક ઉત્પત્તિ અગાઊ જે છે તે કૃત્યમધ્યે, અને બીજું પ્રલય વખતે જ્ઞાન અજ્ઞાન વગર તેનું સંચય રેહેલું છે તેમાં. એવો જે પરમાત્મા તે પ્રત્યગાત્મા (જીવાત્મા) છે અને તે અદ્વય પદે અભેદ છે. એ અભેદ વૃત્તિ માહાવાકયના અર્થથી થવી જોઇએ જેથી આ બ્રહ્મની તુ ચિન્મુર્તિ છે. સાક્ષિમાત્ર પ્રજ્ઞાનઘન બ્રહ્મ સર્વનો અધિષ્ટાન અને હું એક પરિપૂર્ણ છું એ સમજવું જોઇએ. આ આત્મા સ્વપ્રકાશ છે અપરોક્ષ બ્રહ્મ અવિનાશી પરિપૂર્ણ અખંડ એક રસ છે.

**शब्दस्याद्यंतयोः सिद्धं मनसोऽपि तथैव च ।**
**मध्ये साक्षितया नित्यं तदेव त्वं भ्रमं जहि ॥ २२ ॥**

અર્થ:—જેવો શબ્દનો આદિ અંત છે તેવાજ મનની રીત છે એના મધ્યનો સાક્ષી નિશ્ચય નિત્ય છે તેનો ભ્રમ તું કાઢી નાખ.

વિવેચનઃ—મન પ્રાણ આદિ સમસ્ત આપણા શિવાય શું છે એવો ભ્રમ કાઢી તું જોશે તો ઉદ્‌ભવ અને લય છે જેની સાથે તારો સંબંધ નથી. જ્યાં સુધી શબ્દ ઉઠયો નથી ત્યાંસુધી તારા સ્વરૂપનો સંચય છે. ઉઠીને શબ્દ નિકળે તો પણ તું અખંડ છે. શબ્દોની મધ્ય સ્થિતિ તું જો ઓળખશે તો તે સ્વયંજ્યોતિ સાક્ષિ આત્મા છે, અને જે વિકારી નથી તેવીજ રીત મનની સમજવી. મનની આદિ અંતમાં તું છે. નિર્વિકારરૂપે મધ્યમાં સાક્ષિ અનાદિ તું છે. શબ્દ અને મન એ એક ઉપરનું લક્ષણ છે. જ્યાં જ્યાં તત્વથી નિર્માણ થાય ત્યાં ત્યાં આદિ અંતપૂર્ણ છે. મધ્યમાં સાક્ષિરૂપે છે. વાયુ મેઘની ગતિથી ગગનની સ્થિતિનો ભંગ થતો નથી તેવીજ રીતે વિકાર જે આવન જાવન કરે છે, તોપણ તારામાં ફેરબદલ ન થતા તું તેવોને તેવો છે. જયારે અજ્ઞાન હતું ત્યારે વિકારની હોંશ પૂર્ણ હતી. જેવી રીતે ઘર અને મઠમાં ગગન છે તેવી રીતે એ નિશ્ચલ હોંશ ત્હારામાં હતી હવે જ્ઞાન થયું તેથી વિકારને નિર્વિ-

કારરૂપ કહે છે. એથી ભ્રમ નિર્ધારી થયો પણ એ પૂર્ણ જ્ઞાન નથી. જળે કોઇ દીવસ પોતાનો તરંગ મુકયો નથી તેમ આકાશે મેઘ છોડયો નથી. મન આદિ તારૂં અંગ છે એ છોડીને તું જોશે. કિરણ સૂર્યને છોડતો નથી અગ્નિ જ્વાળાને મુકતો નથી તેમ મન આદિ એ આત્માપણુ છે એમ જાણી તું કદિ મુકીને જોઈ શકીશ નહી; તથાપિ એ બધુ હું મુકી દઈશ એવો અંહકાર તું ધરશે તોજ નિજરૂપી અંહકાર આવશે એ તને કેમ સમજાશે! જેમ જેમ આ ધરશે મુકશે તેમ તેમ વિકાર આવવાનોજ, જેથી નિજરૂપમાં ભિન્નતા આવી સમાધાન થાશે નહી. તેથી સત્યત્વથી જે સમજાયું છે અને જેને આપણાથી ભિન્ન કલ્પવામાં આવ્યું છે તેનોજ સપ્રતીત (અનુભવયુક્ત) જ્ઞાનથી ત્યાગ કરવો જોઇએ. પ્રાણ દેહ ઇન્દ્રિયો નામ માત્રથી કલ્પવા જોઇએ નહી. જે છે તે તુજ છે અને તે તું અદ્વય બ્રહ્મ છે. ભ્રમ કાઢી નાંખ અને એવી નિભ્રમ સ્થિતિમાં રહે. દેહમાં અહંકાર આદિ છે તે સદોદિત વાસ કરનાર છે. વસ્તુને "આ મુકું" "આ પકડું" એ સંકેતનો ભ્રમ તું કાઢી નાંખ. મિથ્યા એટલે નહી થયલું જો કે દૃશ્યત્વથી દેખાય છે ખરૂં પણ તેનાથી આપણ ભિન્ન છૈએ. જેમ જવાળાની સાથે અગ્નિનો અને તરંગ સાથે પાણીનો સબંધ છે તેમ વૃતિ આપણી સાથે લાગેલીજ છે કીરણની સાથે સૂર્ય અને પ્રકાશની સાથે મણી છે તેવીજ રીતે વૃતિ સાથે આપણે છૈએ. એક દેહનો દેખાયો અને તેને આત્મ તત્વથી બતાવ્યો તેમ આપણામાંજ બ્રહ્માંડ નિશ્ચયથી, જેમ એક મૃતિકાનો ઘટ જો કે સાચો દેખાય છે તોપણ વિચારથી જણાય છે કે બધો મૃતિકાનો છે, તેમ એનું નિરૂપણ "ત્વં" પદનું "તત્" પદના શોધનથી થાય છે. (જુઓ જ્ઞાનપ્રદેશના વિષયમાં એ સંબંધમાં અપાયેલું વિવેચન).

**स्थूलवैराजयोरैक्यं सूक्ष्महैरण्यगर्भयो : ।**
**अज्ञानमाययोरैक्यं प्रत्यग्विज्ञानपूर्णयो : ॥ २३ ॥**

અર્થ:—સ્થુળ વિરાટની એકજ રીત જે સુક્ષ્મ હિરણ્ય ગર્ભની પ્રતિમા છે તે અજ્ઞાન અને પ્રકૃતિના એકયતાથી જીવાત્માના જ્ઞાનથી પૂર્ણ થાય છે.

વિવેચન:—દેહ જડ અસ્થિ માંસનું તેમજ જડ સમુદાય ભૂતોનું છે તેમાં આ વિરાટનો વિસ્તાર છે. જડત્વે બન્ને સમાન છે તેમજ દૃશ્યત્વે અભિન્ન છે અભેદનુ કાર્યકારણુ એજ કે સ્થુળ દેહની અવસ્થા જાગૃતિ તેવીજ વિરાટની ઉત્પત્તિ, એમાં રતી માત્ર ભેદ નથી, ફકત આકાર માત્રનો ફેર છે. જેમ વિશ્વાભિમાની દેહેમાં છે તેમજ બ્રહ્માંડમાં બ્રહ્મા છે. બનેમાં સ્થુળ દેહનો ભોગવટો છે. બન્નેમાં સુક્ષ્મ હિરણ્યગર્ભ ચંચલત્વે સમાન માની કાર્ય

કારણ રૂપે સત્તર તત્વની કર્ણી છે, વાયુથી પ્રાણ, ચંદ્રમાંથી મન, બુદ્ધિમાં બ્રહ્મા એમાં ભેદ નથી, ચક્ષુ સૂર્ય, જીભ રસધર, ઘ્રાણ અશ્વિનીકુમાર એક રૂપે છે. વાચા અગ્નિ, હાથ ઈન્દ્ર, પાદ વામન, ઉપસ્થ ઇન્દ્રિય પ્રજાપતિ, ગુદા તે નિઋતિ સમાન બને ઠેકાણે સરખા છે એવા સતર કળાના અપંચીકૃત ભૂતોના વિસ્તાર કાર્ય કારણ રૂપે બન્ને ઠેકાણે સમાન જુએ છે. સ્વપ્ન અવસ્થા સુક્ષ્મની તેવીજ રીતે પાલણ અવસ્થા વરાટની જાણવી ઉકાર માત્ર બનેમાં સમાન છે. તૈજસ અભિમાની દેહમાં છે તેમ બ્રહ્માંડમાં વિષ્ણુ પાલણ કરે છે પણ વાસ્તવિક કાર્ય કારણ એમ નથી કાંઇ ભેદ છે તે એ કે અજ્ઞાન કારણની રીતી અવ્યાકૃત પ્રકૃતિ જાણે છે એનું સ્વરૂપ આવર્ણ શક્તિ બને ઠેકાણે સરખી છે. પ્રલય તે સુષુપ્તિની અવસ્થા એક રૂપે બન્નેની સ્થિતિ સરખી મકારમાત્રા છે જે અજ્ઞાનરૂપ છે. પ્રાજ્ઞ અભિમાનનો ઉપસ્થિતરૂદ્ર પ્રલયરૂપે સંહાર કરે છે અને તમોગુણરૂપે બ્રહ્માંડનું અભિમાન ધરે છે. એવી રીતે પિંડે બ્રહ્માંડ બોલવામાં આવે છે. એમ બોલવામાં સામન્યતે સાચા છતાં લક્ષણથી ભિન્નત્વ કેમ કેહેવાય! નજ કેહેવાય પ્રત્યગાત્મા વિજ્ઞાનરૂપ છે પૂર્ણ બ્રહ્મ સ્વસ્વરૂપ છે તે આપોઆપ અભેદતા કરતા નથી. ઘટમઠ એક છે પણ આકાશ ભેદ જુદા છે. બારીક ભેદ એજ કે પ્રત્યગાત્મા બ્રહ્મ છે એ એવો પુર્ણ બ્રહ્મથી છે કે કેમ? સર્વમાં ભિન્ન તો મનાય નહી નામરૂપ જે દશ્યમાન થાય છે તે બ્રહ્મરૂપ છે. હવે એનું નિરૂપણ કરવાથી તે તું અભિન્ન છે એ તત્કાળ તેને નિચેના શ્લોકથી સમજાશે:—

**चिन्मात्रैकरसे विष्णौ ब्रह्मात्मैकस्वरूपके ।**
**भ्रम एव जगज्जातं रज्ज्वां सर्पभ्रमो यथा ॥ २४ ॥**

અર્થ:—વિષ્ણુ ચિન્માત્ર (જ્ઞાન સ્વરૂપ) એક રસ; પ્રત્યગાત્મા બ્રહ્મ (ઇશ્વર) અવિનાશ છે રજ્જુમાંથી સર્પનો ભ્રમ થયો તેવી રીતે તનો ભ્રમ વિલાસ છે.

વિવેચન:—તું અવિનાશી છે. બ્રહ્મ અને આત્મા એક રસરૂપ છે વિષ્ણુ એ નામનુ વ્યાપકપણું ચિન્માત્રા અખંડ એક રસ રૂપ છે. જગૂ વિલાસથી તને આ ભ્રમ માત્ર છે તેનું નિવારણ કરતા તુંજ તારી મેળે સ્વતંત્ર થાશે તારી ઉપર માયાથી નામરૂપે ભ્રમ થયો છે એ જગતભ્રમ હવે કાઢવો જોઇએ. હું બ્રહ્મ છું એ સ્ફુરણ માયાનું લક્ષણ છે તે ભેદમાં સ્વરૂપથી જુદું નથી. જ્ઞાન અજ્ઞાન રૂપ એ અવિધા માયાનું લક્ષણ છે પણ સ્વરૂપથી જરા પણ તું જુદો નથી ત્યાં પ્રતિબિંબ નામ જીવ શીવ એવું રાખ્યું તે સ્વરૂપથી જુદું નથી

તે પ્રકૃત્તિથી ભૂત અને ગુણુની ઉત્પતિ થઇ પછી ગુણુ ભૂતોમાં પ્રવેશ કરી ભોગ્ય અને સાધન સંપતિથી જીવ ભોક્તા થયો, એ ત્રણુ ત્રીપુટી પ્રકૃત્તિની થઇ, આ પેહેલો વિકાર. અવકાશરૂપમાંથી મોટું આકાશ એ નામ થયું એ ચિદ્રપથી થયું એ ચિદ્રૂપને કાઢી નાંખીએ તો આકાશ રેહેતું નથી અને તત્વમાં તુ આકાશરૂપે રેહેશે, તેવીજ રીતે વાયુ અગ્નિ આપ અદિ એવા પાંચ ભૂતોના રૂપ છે તેનાથી આપણે અલ્પ છૈઇએ એવો ભેદભાવ રાખવો નહી પાંચ ભૂતોના રચાયલા બ્રહ્માંડનો ભેદ ભાન કાઢી નાખવાથી તુજ બ્રહ્મ થાશે. ચૌઉદ ભુવન સપ્ત પાતાળ, વૈકુંઠ કૈલાસ વિગેરે જે છે તે તુજ બ્રહ્મ છે. આ ઉત્તમ છે અધમ છે, શુદ્ધ છે, અશુદ્ધ છે, આ બંધ છે, મોક્ષ છે એવી ભાવના તારે રાખવી નહી જેવું ગગનમાં ગગન છે પાણીમાં પાણી છે તેમ તુજ એકરસરૂપ બ્રહ્મ વિશ્વમાં છે. તારી અંદર બાહેર, ઉપર નિચે, આગળ પાછળ, તુજ એક બ્રહ્મ છે. તુજ ગુરૂ તુજ શિષ્ય એવો અભેદ તારા અનુભવમાં આવશે અને બીજી કોઇપણ વ્યક્તિપર તુ ઢળી નહી જાય ત્યારે એકનો એક સ્વયંજ્યોતિ આત્મા તુજ પરપૂર્ણ છે એવો તને દઢ બોધ થવો જોઇએ.

**तार्किकाणां च जीवेशौ वाच्यावेतौ विदुर्बुधाः ॥**
**लक्ष्यौ च सांख्ययोगाभ्यां वेदांतैरैक्यतानयोः ॥ २५ ॥**

અર્થ:—ન્યાયથી જીવ બોલાય છે સાંખ્ય યોગના લક્ષ્યથી જણાય છે (પણ) જ્ઞાતા વેદાંતના એકયતાનો નિશ્ચય કરે છે.

વિવેચનઃ—ન્યાય એટલે અનુમાન. મનની દષ્ટાંત યુક્તી કાંઈ તર્ક કર્યા વગર પદાર્થ દષ્ટિ જણાતી નથી એ રીતે લીધેલો ન્યાય તે એક સાંખ્યનો ઉપાય છે. આત્મા અનાત્માનો નિવેડો તેનાથી સમજાય છે પણ જે વેદાંતથી વિરૂદ્ધ છે તે તે સિદ્ધાંતમાંથી બાદ કીધો છે. કદાચ ન્યાય યુક્તિથી સિદ્ધ થયું ખરૂં પણ તેનો સ્વાનુભવ થયો નહી. હજુ પર્યંત સર્વ વાચાર્થી જીવ બોલાય છે સાંખ્ય યોગે બ્રહ્મ બતાવ્યો પણ તેની એકયતા બતાવી નહી તેથી જ્ઞાતાએ વેદાંતમાંથી એનુ રહસ્ય કાઢ્યું. વેદાંતનું તાત્પર્ય એ છે કે બ્રહ્મ અને આત્મા એક છે. એ ઉપરાંત જે જે નામરૂપ ભેદ છે તે મિથ્યા છે. એ એકયતા સાધકને વેદાંત તાત્પર્યથી થાય છે જેનો સાંખ્ય યોગમાં સંકેત છે.

**कार्यकारवाच्यांशौ जीवशौ यौ जहच्च तौ ।**
**अजहच्चौ तयोर्लक्ष्यौ चिदंशावेकरूपिणौ ॥ २६ ॥**

અર્થ:—વાચ્ય મધે કાર્યકારણુનો ત્યાગ કરી જીવનો અત્યાગ એકરૂપ લક્ષ્ય તેને ચિદંશ બોલવો.

વિવેચન:—અવિદ્યા કામકર્મ સમુદાય એ સ્થુળ દેહને, છે અભિમાનથી જીવ ભોક્તા છે એ ત્વંપદ વાચ્ય. દેહથી વિલક્ષણ સ્વપ્રકાશ જ્ઞાનઘન શુદ્ધ પ્રત્યગાત્મા પૂર્ણ છે એ ત્વંપદ લક્ષ્ય. વિરાટ આદિ દેહ માયાથી તત્વનો સમુદાય છે જેનો નિયંતા ઇશ્વર છે એ તત્પદ વાચ્ય છે. સૃષ્ટિ સ્થિતી પ્રલયરહિત પરિપૂર્ણ બ્રહ્મ સદા અખંડ અદ્વય અને અનંત છે એ તત્પદ લક્ષ્ય છે. એ બધાને ઐક્ય કરતા તત્વનો વિરોધ આવે છે જેથી લક્ષણા વૃતિથી નિશ્ચય કરવો જોઇએ. એ લક્ષણાવૃત્તિ ભાગ ત્યાગથી છે. ભાગ ત્યાગ એટલે ઉત્પતિ નાશ રહિત, જહત એટલે ત્યાગ, અજહત એટલે અત્યાગ, જહદ અજહત્ એટલે ત્યાગ અત્યાગ એવી રીતે ત્રણ પ્રકારના લક્ષણ છે. ત્યાગ એટલે છોડી દઈ મિથ્યા મિથ્યાત્વથી સમજવું. અત્યાગ એટલે સત્ત શોધી લેવું. સર્વ અંશ ત્યાગ કીધા પણ સત્યથી તેમાં લાભ થયો નહી તો તેવા ત્યાગ લક્ષણને અવહી ત્યાગ લક્ષણ કેહે છે. વાચ્ય ન કાઢતા તત્વમાં લક્ષ્યાસ ન સમજાય અને તેમાં એકયતાનો નિરોધ ન આવે તો પણ તે અત્યાગ કહેવાય નહી. એવા રીતે અહીંઆં ત્યાગ અત્યાગ લક્ષણાવૃત્તિથી એ બનેનુ એમ છે કે વાચ્ય ત્યાગ છે, લક્ષ્ય અત્યાગ છે. જેમ કોઈ રાજા દેવ પુજામાં બેઠો છે તેમાંથી ઉઠીને શિકારે ગયો તો પણ રાજા તો તેજ છે, તેમ માયા મધે તે પ્રતિબિંબીત થયો જેથી તે સર્વજ્ઞત્વાદિ ધર્મનો ઇશ્વર થયો તોપણ તેને ઉપાધિ તો છેજ એમ કેહેવાય. તેવી રીતે અવિધાનો ચૈતન્ય કિંચિત જ્ઞાન આદિ ધર્મથી તેને જીવનામનો સંકેત થયો તેથી એ નામ ઉપાધિથી પડયું, પણ તેથી સર્વજ્ઞ ઇશ્વર અને કિંચજ્ઞ અનેશ્વર જીવ એ એક તો ન થાય, કારણ તેમાં વિરોધ આવે છે. વાસ્તે માયાદિ સર્વજ્ઞ ઇશ્વર અને અવિધાદિ કિંચજ્ઞ ધર્મ એ બને ઉપાધિનો ત્યાગ કરી એક ચૈતન્ય નિવડી કાઢવો જોઇએ. વાચ્ય મિથ્યાત્વથી કાઢી નાંખી તત્વનો લક્ષ્ય નિકળી આવે તો ચિદાંસની ઐકયતા સહજ થાય છે. ઘટ મઠ બન્નેની ઉપાધિ ત્યાગ કરતા ગગનનો ગગન રેહે છે તેમ જીવનો વાચ્ય લક્ષણ ત્યાગ કરવાથી આત્મા બ્રહ્મ અનુભવમાં આવે છે. એવા ભાગત્યાગ લક્ષણ વેદાંત સીવાય અન્ય શાસ્ત્રમાં નથી.

**कर्मशास्त्रे कुतो ज्ञानं तर्के नैवास्ति निश्चयः ।**
**सांख्ययोगौ द्विधापन्नौ शाब्दिकाः शब्दतत्पराः ॥ २७ ॥**

અર્થ:—કર્મ શાસ્ત્રનું કેવું જ્ઞાન જેનો તર્કથી નિશ્ચય જણુતો નથી સાંખ્ય ભોગમાં ભેદભાન વ્યાકરણમાં શબ્દ તત્પરતા.

વિવેચન:—નાના યજ્ઞમાં અમુક અમુક પદાર્થે જોઇએ, યજ્ઞ કર્તા અને આચાર્ય જોઇએ, કાંઈ ઓછું હશે–તો પ્રાયશ્ચિત આવશે, એટલુ કરીને પણ ખટપટ ફળ જોવા જતા ફળઅલ્પ માલમ પડે છે. દેહ બુદ્ધિનો સંકલ્પ ફકત દ્રઢ કરવો અને આપણું નિજ સુખ છોડીને, સ્વર્ગ સુખની ઇચ્છા રાખવી અને એ બધું પણ દ્રવ્ય છતાં ભીખ માંગવા કરતા બીજું કાંઈ નથી. એવા માયા પ્રવાહમાં પડેલાને તેમાં વિશ્રાંતિ નથી કર્મ શાસ્ત્રીનું જ્ઞાન બોલવા જેવું નથી. નાના તર્ક કરતા નાના દ્રષ્ટાંત અને યુકિત જોતા નિશ્ચય એમાંનું પણ કાંઇ આવે નહી દેહાદિ જગ સત્ય છે કારણ તે પ્રત્યક્ષ દેખાય છે જે ન દેખાય તે સત્ય નથી, બ્રહ્મ દેખાતો નથી, વાસ્તે સત્ય નથી એવી રીતના અનુમાન પ્રવૃતીમાં જ્ઞાન કયાંથી હોય! જેમ હંસ એકત્ર દુધ અને પાણી છતા પૃથક પૃથક કરે છે તેમ આત્મા અને અનાત્માથી જુદો કરવો જોઇએ. આત્મા બ્રહ્મ અભેદ છે. તેનો પ્રવર્ત સંવાદમાં નથી. જીવ ઇશ્વરનો ભેદ સત્યથી છે અને માંયા એ પ્રધાન છે કદી તે અપ્રમાણ નથી. પ્રલય કાળમાં જો કે માયા લીન થાયછે, તો પણ સર્વથા એનો નાશ થતો નથી, જો નાશ થતી-હોય તો પાછી માયા ઉત્પન; થાય નહી, સુષુપ્તિ કાલમાં જોઇએ તો વૃત્તિ તેવીને તેવી છે. બ્રહ્મ સચ્ચિદાનંદઘન સર્વ શકિતમાન સર્વજ્ઞછે એ પાંચ લક્ષણ એકત્ર કરવા જોઇએ. બ્રહ્મ પ્રત્યગાત્માનો ભેદ હતો તે સજાતિય ભેદ તત્વનો છે, બ્રહ્મને પરોક્ષ લેતા આત્મા અબ્રહ્મ થાય, બીજુ માયાની સત્યતાને જીગત્ જીવ સત્ય થાય પણ જગ્ સત્યતાથી બ્રહ્મ લક્ષણે કેમ પ્રગટ થાય? બ્રહ્મ ઇશ્વરને એક કર્યો તો સત્ય અને મિથ્યા એક થાય, અને તેમ થાય તો જડ ચૈતન્યનો નિવડો કોના ઉપરથી કરવો? પ્રકૃતિ પુરૂષના વિવેકથી આ કૌતક થાય છે અને તેનાથીં આ એક મોક્ષ મલશે એમ સાંખ્ય કેહેછે. જેનો વિવેક ન થાય ત્યાં તેનોબંધ આવે છે જ્યાં વિવેક થાયત્યાં તેમાં મોક્ષ સુખ કેહે છે પણ એ ખોટુ છે. કારણ બ્રહ્મ આત્મા સાથે મલે નહી અજ્ઞાન ભ્રાંતિ જાય નહી ત્યારે મોક્ષ કેવો? એને જ્ઞાન કેહેવાય નહી કેમકે તેમાં દ્વૈતરૂપ ભાન રહે છે. એવીરીતે સાંખ્યશાસ્ત્રના દુષણ છે. તેવી રીતે યોગ શાસ્ત્રીઓને મુખ્ય જ્ઞાનનો લેશ માત્ર ન હોવાથીં તેઓ અભ્યાસથી શુન્ય અથવા વૃત્તિ પ્રવાહમાં પડે છે. હઠથી પ્રાણનો નિરોધ કરવાથીં તેટલો વખત તેઆની વૃતિ લીન થાય ખરી પણ બળથી નિરોધ કરવાથી પાછો વૃત્તનો ઉથલો મારે છે, એટલે ઉત્થાન કાલમાં ઉઠતાને વિષય જોતા અધિક દેહબુદ્ધિ ચળવળ કરે છે અથવા મુદ્રાદિક સાધનથી આત્મા દર્શન થાય તો પણ તે કેવલ દ્રસ્ય ભાનથી આત્માને પ્રિય લાગે છે, એક ઠેકાણે વૃતિ લીન થવાથી બ્રહ્મજ્ઞાન કેવું? કારણ વૃત્તિ અજ્ઞાનતામાં નિમગ્ન હોવાથી તે સુષુપ્તથી પણ પર તેઓના મતથી ગણાય છે. ઇશ્વરને અલગો રાખી જીવને અસંગ કહે છે તોપણ આ ભેદ વર્મે

જાણુતા નથી. શબ્દ જ્ઞાન લક્ષ્યનો નિવેડો કરે ત્યાં અનુભવ કેમ સાથે જોડી ઐકયતા કરવાની મારામારીનો નિકાલ થાય? તેમાં યોગશાસ્ત્રીને જોતા જ્ઞાનની તેમાં વાર્તા નહી અને વ્યથનો ડોળ ઘાલે તે ફકત અર્થ લાભર્થી. પોતે આત્મા ઓળખ્યો નથી અને કર્મ માર્ગમાં આંધળા સરખા, જેથી બળે કરીને શુન્યમાં તેઓ પડે છે. એવા યોગ અભ્યાસથી તેઓને આવો પ્રસંગ ઘડે છે. વ્યાકરણથી શબ્દોમાં તત્પરતા તેમાં અર્થ કેવો? અર્થ સાર વગરનો. શબ્દ ગૃહણ કરનારને જ્ઞાન કેવું? અભિમાનથી નાચીને બહિર્મુખ રેહે છે.

**अन्य पाखंडितः सर्वे ज्ञानवार्तासु दुर्बला।**
**एकं वेदांतविज्ञानं स्वानुभूत्या विराजते ॥ २८ ॥**

અર્થઃ—અન્ય પાખંડીઓ દુર્બલ છે (કારણ) તેમાં જ્ઞાનનો દુષ્કાલ છે એક વેદાંત વિજ્ઞાન સ્વાનુભુતીમાં વિરાજમાન છે. (સ્વનુભુતી કહેતા પ્રત્યક્ષ અનુભવ).

વિવેચનઃ-જ્યાં જ્ઞાન નથી ત્યાં પાખંડ સમજવું અને એજ ન્યાયથી શાસ્ત્રીય લોકીક સમજવું. દેહાત્માવાદી, પ્રાણુવાદી, વિજ્ઞાનવાદી વિગેરે અનેક ધર્મ સમાજને પણ એજ ન્યાય લાગુ પડેછે. વેદાંત સાર એ છે કે શુદ્ધ ગુરુ મુખથી શુદ્ધ વિચાર સાંભળી સ્વાનુભવે સ્થિર થવું એનુ નામ વિજ્ઞાન, (અનુભવ જ્ઞાન) જેથી વેદાંતમાં તે વિજ્ઞાન સ્વક્રિય તેજથી સર્વ મધે વિરાજમાન છે. જ્યાં આત્માહિત છે, ત્યાં વેદાંત સિદ્ધ અનુભવથી સમજવું. સર્વ શાસ્ત્ર અને લોકિકનો ત્યાગકરી નિજાંગે બ્રહ્મ થવું અને સર્વ આ મારૂ સ્વરૂપ છે, એવી પ્રતિતી રાખવી અને બ્રહ્મ સ્વરૂપ શીવાય બીજી વ્યકિત ઉપર ચિત્ત રાખવું નહી. એવો શુદ્ધ વેદાંત વિજ્ઞાનરૂપે વિરાજમાન છે. શુન્ય સાથ દ્વૈત કાઢી નાખી સદા પરિપુર્ણ સ્થિતિમાં રેહેવું. નામરુપથી થતું દ્વૈત ભાન હનન કરી સર્વ મધે આપણુ એક બ્રહ્મ છે. એમ જ્ઞાનસ્થિત રેહવું. જગજીવનો મિથ્યારૂપે ત્યાગ કરીને સર્વ બ્રહ્મ રૂપે અનુભવવો, કારણ ત્યાગ ગ્રહણુ શીવાય એ બે સંભવતા નથી. દ્વૈતની પ્રાદુર્ભાવ કહેતા ઉત્પત્તિ ન થાય અને એક બ્રહ્માત્મા અસંગ છે, એવું દ્રઢજ્ઞાન નામ ત્યાગ છે. જે નાના પ્રકારની વૃત્તિઓથી ભાસમાન થાય છે તે સર્વનો ત્યાગ સ્વાત્માથી અનુભવવું એજ શ્રુતિ ઉપદેશ છે.

**अहंममेत्ययं बंधो नाहं ममेति मुक्तता ।**
**बंधो मोक्षा गुणैर्भाति गुणाः प्रकृतिसंभवा: ॥ २९ ॥**

અર્થ:—"હુ મારૂં" બંધન એ ઉપરથી તેની મુકતી, બંધ મોક્ષ ગુણુ-કારણુ છે પ્રકૃતિનું ગુણુ છે.

વિવેચન :—દેહ આત્મા છે એ બંધનું મુળ છે એવી રીતે "હું હું" અથવા "મારૂ મારૂ" દઢ થતાંને મમતા ઉપજે છે અને એ થતાંને બંધ દઢ થાય છે. એ બંધના સ્વરૂપથી સુખ દુઃખનો ભોગી થાય છે અને એનાથી મુકિત અલ્પ રેહે છે. દેહાદિ વેગલે રાખીને સપ્રતીતિથી આપણુ આપણુને ઓલખવું અને પછી નિર્વિકારત્વેથી સદઢ થવું. મુખ્ય દેહે હુ નથી, સ્ત્રી પુત્રાદિકની મમતા છોડવી; અને "હું હું" "મારૂં મારૂ" એ મમતા છોડવાથીજ મુકિત થાય છે. સાધક મુકત એવો થવો જોઇએ કે તેને બીજા લોક બદ્ધ હોય અને દેહેમધે બદ્ધમુકતાત્મ હોય. રજો ગુણુમાં બદ્ધતા રાખે તો સત્વગુણુમાં મોક્ષ આવે, અને હું અસંગ છું એવું જ્ઞાન થાય; મૂળ માયા અને ગુણુ એ નામરૂપથી કલ્પેલા છે. બંધ અને મોક્ષ ગુણુમધે એ બન્નેનો પક્ષ છે. મૂળ તો છેજ નહી, અને માયાથી ગુણુનું રૂપ નથી ત્યારે બંધ મોક્ષ કયાંથી હોય? એવી જ્યારે દઢ પ્રતીતિ થાય અને કોઈ પણુ અવસ્થાનો દ્વૈતભાવ ન થાય ત્યારે જ્ઞાની સિદ્ધ થયો કહેવાય છે. તેજ પ્રમાણે "હુ" એ બંધન કર્તા છે અને અહંકાર "હું" એ ચિત્તમાં ન હોય ત્યારેજ મુકત થવાય છે. "આ મારૂં" એ ઉપલક્ષણુ છે અને "હું કર્તા" અને "ભોકતા" એ બંધ છે. આ અભિમાનનો બદ્ધ થાય તોજ સ્વસ્વરૂપનું જ્ઞાન થાય છે. "મારૂ મારૂ" જે મનને લાગે છે તે જાગૃત વિશ્વાભિમાની, અને સુક્ષ્મપણે "હું કરતા ભોકતા છું" એ સ્વપ્ન તૈજસ અભિમાની, અને ધ્યાન કરવાની વસ્તુ ધ્યેય, હું ધ્યાન કરનાર અને સાધકની રીતે ધ્યાન કરવું એ સુષુપ્ત પ્રજ્ઞાભીમાની, જે સર્વ અજ્ઞાન અવસ્થા છે. એ ત્રણુ અભિમાન જો કે સુક્ષ્મત્વથી સ્ફુરે છે તોપણુ તે અજ્ઞાન છે. મુખ્ય જ્ઞાન નથી. એ સુક્ષ્મત્વ સ્ફુરણા કેહેતા અજ્ઞાન નષ્ટ થાય અને મુખ્ય અભિન્ન જ્ઞાન ઉત્પન્ન થાય અને અભ્યાસથી મંદ બુદ્ધિ સંભવે નહી, ત્યારે તેવી સ્થિતિમાં ક્ષણિક ઉપદેશ થતા સર્વ સંશય નિર્મુળ થઇ વિવેક વિચારથી થોડામાંજ સમાધાન થાય છે. મુખથી બોલે "હું દેહ નથી," એમ બોલવાથી એ બદ્ધતા દુર થતી નથી. આ અવસ્થામાં અભ્યાસ દઢ થતાંને અહંતા ગળિ જાય છે. જ્યાંસુધી અહંતા દેખાય ત્યાંસુધી જાગૃતિ કેહેવાય છે. અહંતા ગઇ એની પરિક્ષા મનના અનુભવ ઉપરથી કરવી પણુ તેનો ઉપર ઉપરથી ત્યાગ થાય તે નિર્મૂળ કેહેવાય નહી. પણુ અભ્યાસના પ્રકારથી આત્માનો અનુસંધાન સાચો દેખાય અને દેહ આદિ અનુભવ મિથ્યા દેખાય ત્યારેજ સમાધાન બરોબર થયું એમ કેહેવાય છે. કારણુ તેવી સ્થિતિમાં પ્રત્યગાત્મા સાક્ષી થઇ અધિષ્ટાન ઉપર માત્ર લક્ષ રાખી નામરૂપથી દ્વૈત ઉત્પન્ન થતાનેજ એ અભિમાનનો લય થાય છે. એકીજ વખતે

સર્વ દ્વૈત મિથ્યત્વ સમજી સાક્ષીનો અનુભવ કેવી રીતે કરે ? એના ખુલાસામાં એ જે સર્વની એકી વખતે સ્ફુરણા થતી નથી, એક ઉત્પન્ન થાય કે એકનો લય થાય, જે ક્ષણે એકમેક સામે દેખાય કે તે એક વિષય. શબ્દો આવતા સ્પર્શરૂપ જોતાં, રસ ગંધ આવતાનેજ જોકે તે પણ અનયાસ મન જાણે નહી તો પણ એકી વખતે સર્વ ઇન્દ્રિયોનો વિષય પ્રત્યય થાય છે, પણ સ્ફુરણા જે કાંઈ થાય તે એક વિષયનીજ થાય છે. વાસ્તે જે વખતે જે વિષય વૃત્તિથી પ્રત્યય થાય કે તરતજ તે નિશ્ચય મિથ્યા છે એમ સમાધાન કરવું અને એવું અનુસંધાન ન તુટતા સુક્ષ્મત્વ સ્ફુરણ સરખું ચલાવવું અને વૃત્તિને મિથ્યા તરીકે અવલોકન કરી સાક્ષીનુ સ્મરણ કરવું. એવો અભ્યાસ દ્દઢ થતા અહંતા ક્ષીણ થાય છે અને "આ મારૂં" એવું નષ્ટ થતા મુકત થવાય છે, અહંતા સદંતર ગઇ અને તે કેવી રીતે પ્રતીતીમાં આવી એનું અવલોકન અતંરમાં કરવું જોઇએ. ધન સ્ત્રી આદિ પ્રત્યક્ષ દેખાય છે ખરા, પણ તેઓના જવા આવવાથી મનમાં કંઇ પણ ઉદ્વેગ ન આવે તો મમતા નષ્ટ થઈ એમ કેહેવાય. પછી કોઇ પણ વિષયના ભોગવતામાં મમતા આવતી નથી અને "હું અસંગ છું" એવો દ્દઢ નિશ્ચય થાય છે; એવા દ્દઢ ભાવને નિરહંકૃતિ (નિરાભિમાની) કેહે છે અને તેને વિશ્વાભિમાનીનું નામ કાઢી નાંખ્યું છે. ખરી મુકત સ્થિતિની રીત એવી છે કે અંતરમાંથી હું પણ કાઢી નાંખવું, એવી રીતે અહંતાની ગાંઠ તુટયા પછી ભોકતા તરીકેની અહંતા જવી જોઇએ. દેહેની વર્તનથી ક્રિયા ઘડે છે અને પુણ્ય પાપ દેખાય છે. પુણ્ય થાય ત્યારે કેહશે કે શારૂ થયું, પાપ થાય ત્યારે કેહેશે કે ખોટુ થયું, એવો સુક્ષ્મ અંકુર ઉત્પન્ન થાય છે ત્યારે અંતરમાં સુખ દુઃખ ઉત્પન્ન થાય છે. એવી ઉત્પત્તિ સુખ દુઃખની થાય ત્યારે સમજવું કે એ ખોટુ છે. કારણ એ કર્મ તૈજસાભિમાની છે. એવી સ્થિતિમાં સંકલ્પરૂપ જે સ્ફુરણા હોય તેને શુદ્ધ જાણીને સર્વ કાલ આત્માનુ અનુસંધાન કરવું. સંકલ્પ આવે કે જાય તેની સાથ આપણુને કંઇ સંબંધ નથી, પણ આપણે આપણા સાક્ષી ચિદ્રુપ આત્મામાં રેહેવું. સ્ફુરણાને મિથ્યા સમજી સાક્ષી માત્રને જોવો, એવા ચિરકાળ અભ્યાસથી અહંકારત્વ નિર્મુળ થાય છે. એવો અભ્યાસ સદા કાયમ રાખી દેહની વર્ત કંઇ પણ થાય તો પણ "હું કર્તા" તથા "હું "ભોકતા છુ" એવી અંતરમાં સ્ફુરણા ન થવી જોઇએ. એવો અંતરનો અનુભવ શાંત થવાથી કરવા નકરવાના સાક્ષી આપણે રહીએ છૈએ. અંહતાનો ઉપર દેખાવ આપવો અને અંતરમાં ખેદ ન થવા દેવો, એવો ગ્રંથિભેદન થાય તો આપણુ પોતેજ કાયમ દેખાઇએ છૈએ. એવી રીતે જે સુક્ષ્મત્વને દ્દઢ કરી સ્પપ્ન અવસ્થાનો ત્યાગ કીધો તેને બુદ્ધિને ઠેકાણે અનુભવ આવે છે. એવા બે અભ્યાસ દ્દઢ કરી અનુસંધાનથી અંતરમાં ઓાલખતા રહેવું. ત્રીજુ બ્રહ્મસુખનો અનુભવ લેવા વાસ્તે ધ્યાતાધ્યાનનું સુખ લેવું, અભિમાનને એ

પ્રાપ્ત કહે છે, એટલે સુષુપ્તિ સુખ. નિજાંગે બ્રહ્મ થયો નહી અને દ્વૈતરૂપી સેવાથી સુખ મેળવવું એથી સાધક નિરભયત્વ થાશે નહી. ત્યારે નિજાંગે બ્રહ્મ કેમ થવું અને નિર્ભય કેમ થવું? એનો અભ્યાસ એ છે કે દશ્ય દષ્ટા, સાક્ષ્ય સાક્ષી, ધ્યાતા ધ્યેયથી એ એકરૂપથી જાણવા. દશ્યથી દશ્યત્વ નથી; ત્યારે દષ્ટા કયાં જોવો? સાક્ષ્ય હોય તોજ સાક્ષી હોયને! અને જેનું ધ્યાન ધરીએ તે આપણુ પોતે છૈએ, એવા વિચારથી જાણે તો ધ્યાતા કયાં છે? ધ્યાતા આપણુ પોતે, સાક્ષ્ય સાક્ષીં પુર્ણ બ્રહ્મ, દશ્ય દષ્ટા ચૈતન્યઘન (જ્ઞાની સાક્ષી) એમાં ભેદ નથી. એવો દ્રઢ નિશ્ચય થાય છે ત્યારે દશ્ય રૂપે દેખાય છે તે અને ભાસ પ્રત્યય થાય છે તે બ્રહ્મ રૂપ છે. નામરૂપનું સ્ફુરણુ થાય કે એને ઓલખી કાઢી તેને મિથ્યા સમજી નિજાંગે બ્રહ્મરૂપ થવું. જે જે તત્વ સામે દેખાય તો તે મારૂં રૂપ છે એમ જાણુવાથી આનાયાસે મૂળ દ્વૈતપણુ તુટી જાય છે. જેમ પાણી ઉપરનો તરંગ તેમ આપણા ઉપર જન, જેમ પાણીથી તરંગ જુદો નથી તેમ આપણાથી જન જુદો નથી. દ્વૈતભાન એવી રીતે કાઢી નાંખી અભ્યાસ દ્રઢ કરે તો નિજાંગે બ્રહ્મ થાય. એની અવધિ એ છે કે કોઇ પણ અવસ્થામાં દ્વૈત પ્રતીતિમાં આવે નહી અને નિઃસંશયત્વે દ્રઢમતિ થાય. એવી રીતે નિજાંગે બ્રહ્મ થયો કે જ્ઞાનાજ્ઞાન રેહેતું નથી અને જ્ઞાતા પ્રજ્ઞાભિમાનીને દુર કરે છે. "હું મારૂં" એવું જ્યાં સુધી રેહે છે ત્યાં સુધી મોક્ષ ન સમજવો, પણ અહંતતા જતું રેહે છે ત્યારે મુમુક્ષત્વ રેહે છે. કારણુ સાધક નામ અને તેનું ધ્યેય ધ્યાનરૂપ કૌતુક તેને એક નિજાંગ બ્રહ્મ હોય છે. સંશય રહિત સમાધાન થાય છે ત્યારે સાધકપણુ જતુ રેહે છે અને પોતે સિદ્ધ થાય છે. બધ્ધ મુકત દશા એવી છે કે જો તે એક રસી છે તોપણ જ્ઞાતા પોતે નિશ્ચય બ્રહ્મરૂપ થાય છે. એવી રીતે અભ્યાસ કરે તો નિજાંગે બ્રહ્મ થાય. બ્રહ્મરૂપ તો મુળથી છેજ પણુ વિચાર કરીને જોતા નથી જેથી આ અભ્યાસ કરવો જરૂરનો છે. એ અભ્યાસ જે જાણુતો નથી તે મંદભાગી છે.

**ज्ञानमेकं सदा भाति सर्वावस्थासु निर्मलम् ।**
**मंदभाग्या न जानंति स्वरूपं केवलं बृहत् ॥ ३० ॥**

અર્થઃ—ત્રણુ અવસ્થામાં એકજ જ્ઞાન નિર્મળ નિજ સ્વરૂપ પૂર્ણ છે જે કેવળ સદા પ્રકાશમાન છે જેને મંદભાગ્યશાળી જાણુતા નથી.

વિવેચનઃ—અંતઃકરણુ આદિનો સમુદાય શબ્દ સ્પર્શ આદિને ઠેકાણે ચિદ્રુપ આત્મા મોટો બ્રહ્મ છે. જે જે વિષયોની સ્ફુરણા થાય તેને નિર્વિકાર જાણીને કોઇ પણુ કાર્ય થાઓ તોપણુ આત્મા નિર્ધાર છે. જેને આ

સર્વ વ્યાપ્ત કીધું છે તેનેજ ભોકત્યાદિ ભોગ સંચરેલો છે. નિજરૂપે આપણુ પોતે નિજરૂપ ચિન્માત્રા જ્ઞાન છૈએ. સર્વદા સ્વપ્રકાશથી જાણે છે, સર્વ જનની પાસે છે, તોપણ મંદભાગ્યશાળી અજ્ઞાનથી કેહે છે કે બ્રહ્મ પ્રગટ થઇ કેમ દેખાતો નથી?

संकल्पसाक्षिणं ज्ञानं सर्वलोकैकजीवनम्।
तदस्मीति च यो वेद स मुक्तो नात्र संशयः॥ ३१ ॥

અર્થ:—સંકલ્પ સાક્ષી જે જ્ઞાન તેજ સર્વ લોકનું જીવન છે તે હું છુ એવું જે જાણે છે તે નિઃસંશયી મુકત છે.

વિવેચન:—મનનો સંકલ્પ ઉદ્‌ભવ થાય તેનાથી સાક્ષી જાણીને આપણુ અનુભવ આત્મા સ્વપ્રકાશ એવો પ્રજ્ઞાનધન, તે સર્વનો જીવન છે. તે સર્વમાં હુંજ એકલો આત્મા છું બીજો કોઇ નહી હુંજ સર્વરૂપ છું એવું જ્ઞાનથી જુએ છે તેજ નિશ્ચયે મુકત છે. સર્વત્ર બ્રહ્મ હું છું એવી નિશ્ચયરૂપ બુદ્ધિ રાખીને મુક્તિની ઇચ્છા કરતો નથી. હું છું એ બંધન, હું બ્રહ્મ છું એ મુકિત, એમ અંતરથી ઓળખવું. મનથી નામરૂપ ભાસમાન થાય ત્યારે તે બંધનનું રૂપ છે એમ જાણવું. જ્ઞાનથી બ્રહ્મ પ્રકાશ પામે છે એજ મુકિત સ્થિતિ, વૃત્તિ સહિત જ્ઞાન સ્ફુરે તો નિશ્ચય જીવનમુકિત, વૃત્તિ વગર સમાધાન રહે ત્યારે વિદેહસ્થિતિ. વાસ્તે અંતરથી ઓળખીને ઉપર જણાવેલી રીતથી નિશ્ચય જ્ઞાનરૂપ અદ્વય સ્થિતિમાં રેહેવું.

प्रमाता च प्रमाणं च प्रमेयं प्रमितिस्तथा।
तस्य भासावभासेत मानं ज्ञानाय तस्य किम्॥ ३२ ॥

અર્થ:—પ્રમાતા પ્રમાણુ પ્રમેય એ જેના સ્થાનમાં વસે છે અને જેનાથી ભાસાભાસમાન થાય છે તેનો પ્રમાણુ કેવો?

વિવેચન:—નિર્વિકલ્પી સ્ફુરણુ જેનુ નામ અંતઃકરણુ તેના ચંચળરુપને **પ્રમાણુ** કેહેવું. ત્યાં ચૈતન્ય વ્યાપેલું છે અને વિકારી દેખાતાને પ્રતિબિંબરૂપથી જીવ **પ્રમાતા** કલ્પાયલું છે. જે બ્રહ્મરૂપ છે તેને શબ્દ સ્પર્શનો અંશ ન હોવાથી તેના નામરૂપ વિષયને **પ્રમેય** કલ્પેલો છે. એવી રીતે અંતઃકરણુ પ્રમાણુ જીવ પ્રમાતા, અને શબ્દ સ્પર્શાદિક વિષય તે સંપુર્ણ પ્રમેય છે. આ ત્રણુનું સ્થાન અન્નમય સ્થુળ દેહછે જે ત્યાં રહીને સર્વ વિષયોનું સેવન કરે છે. એવો જે પ્રમાતા પ્રમાણુ અને પ્રમય ઉપર પ્રમિતિ (જાણવાની) સત્તા છે તે તત્વને પ્રકાશ આપી ભાસમાન થાય છે. એવો આત્મા જ્ઞાનધન આપણુ સર્વને

જાણે છે તેને જડસ્વરૂપ તત્ત્વ જાણતો નથી. આંખ દેહને દેખે છે પણ દેહ આંખને જોતો નથી તેવી રીતે તે આત્મા સર્વને જાણે છે પણ સર્વ તેને જાણતા નથી.

अर्थाकारा भवद्वृत्तिः फलेनार्थः प्रकाशते।
अर्थज्ञानं विजानाति स एवार्थः परः स्मृतः ॥ ३३ ॥

અર્થઃ—વૃત્તિ વિષયાકાર હોતાને જીવ તેનાથી પ્રકાશે છે સ્વપ્રકાશ વૃત્તિ, વિષય અને જીવ ત્રણને જાણે છે તેથી તે પરમાત્મા છે.

વિવેચનઃ—જે જે વિષય સામે આવે છે કે વૃત્તિ તદાકાર થઈ અજ્ઞાન અંધકારને ફેલાવે છે. જીવ અમુક રીતે સ્ફુરે છે વૃત્તિથી જ્ઞાન સ્ફુરતું નથી તો પણ જીવને વિષયજ્ઞાનની જરૂર છે, વૃત્તિ વિના પ્રતિબિંબ પડતું નથી તો પણ વૃત્તિ જોઇએ. એવી રીતે પરસ્પર સહાયભુત થઇ જીવ અને વૃત્તિસ્ફુરતા વિષય ગૃહણ થાય છે એવો તેનો વેહેપાર છે. કુટસ્થ આત્મા વૃત્તિને વહેપારમાં પ્રકાશ કરે છે ચંચળત્વનું સ્ફુરણ ઉદ્‌ભવ થઇ લય પામે છે અને જીવ તેની સેવામાં રેહે છે એવો વિકારીજીવ સર્વ વિષયમાં સ્ફુરે છે પણ લય કાળે તો સર્વ દૈવ આત્મા પ્રકાશે છે. પ્રતિબિંબ યોગથી વૃત્તિ સર્વ વિષયમાં રેહે છે, અને વૃત્તિ ઉદ્‌ભવ લયના આદિ અંતમાં સામાન્ય પ્રકાશ છે, એવી રીતે જીવ વૃત્તિ અને વિષયનો સમુદાય ભાસમાન થાય છે. સામાન્યરૂપે આત્મા પ્રકાશક છે. તે વૃત્તિ સહિત સર્વનો નિર્વિકારે સાચો જાણે છે તેનો અર્થ શબ્દથી અગોચર છે. એ સર્વ તત્વે જડ છે ત્યારે આત્મા ચૈતન્યને ઉદ્‌ભવ અને લય કેમ સંભવે? વૃત્તિને દુર કરી શુન્યનો પણ ગ્રાસ કરો તો આત્મા આત્મપણે નિશ્ચય નિર્ધારી સમજવામાં આવે છે. વૃત્તિને ગ્રહણ કરતાને આત્મા અપરોક્ષ કયાં જુદો રેહે છે? એ અનુભવ કરતા અપરોક્ષ જ્ઞાન છે. ધ્યાતા જ્યાંસુધી જુદો ગણાય છે ત્યાંસુધી કરનારના સ્વાધીન છે, પણ વસ્તુ રૂપ થાય ત્યારે તે અપરોક્ષ જ્ઞાન. જે જે જ્ઞાતા જાણે છે તે તે તત્વથી જુદો પડે છે અને જાણીને ત્યાગ કરતા જે છે તે આત્મા. આપણને પોતાને સ્વરૂપ જાણવાનો સંભવ ન હોય તો વસ્તુ તંત્રનુ જ્ઞાન કાઢી નાંખી વિચારથી અભિન્ન થવું. અંગે વસ્તુરૂપ થઇને સંશયનો નિકાલ કીધો કે પછી જે કાર્ય ભાગ દેખાય તે આપણનો પોતાનો દેખાય છે. આપણામાં સર્વ જગ્ છે તે જગ્‌થી આપણ જુદા નથી. સર્વ અવસ્થામાં હું છું એવી વૃત્તિ રાખવી. સવૃત્તિક જ્ઞાન એ છે કે સર્વ દેખાય તેમાં ભેદ ન રહે.

**वृत्तिव्याप्यत्वमेवास्तु फलव्याप्तिः कथं भवेत् ।**
**स्वप्रकाशस्वरुपत्वात्सिद्धत्वाच्च चिदात्मनः ॥ २४ ॥**

અર્થ:—સ્વરૂપી એટલે વૃત્તિ વ્યાપ્ત થતા જીવથી કાર્ય ન સરે (તો) સહજ સિદ્ધિ થતા ચિદાત્મા સ્વપ્રકાશ જ્ઞાન થાય.

વિવેચન:—ઘટપટની દૃષ્ટિ પડતાને વૃત્તિ વ્યાપ્ત થઇ સ્વરૂપી સ્વરૂપાકાર ના જેવી થાયછે એટલે વૃતિ વ્યાપ્ત થવાથી વૃત્તિ સ્વરૂપ થઇ જાય છે. વૃત્તિ વ્યાપ્ત થતા વૃત્તિ સ્વરૂપમાં લય થતા અદ્વૈત આત્મા રેહે છે. એવી વૃત્તિની વ્યાપકતા અંગને બાધ કરતા નથી અને જીવને જે પ્રમાતા છે તેને વ્યાપ્તિ સાથે સંબંધ નથી. જ્યાંસુધી બાહેર પદાર્થમાં જડત્વની અવધી હોય છે ત્યાંસુધી જીવનું કામ સરે છે પણ ચૈતન્ય સ્વપ્રકાશનું અજવાળું પડયા પછી જીવ કેવો? દેહુનો વિષય જડ છે અને જીવનુ કાર્ય વૃત્તિ છે, પણ વૃત્તિની તે એક બાજુએ રહે છે ત્યારે સ્વપ્રકાશ ખરો લાગે છે. જળમાં જેમ પ્રતિબિંબ છે તેમ જીવમાં વૃત્તિઓ આથડે છે પણ જેમ પ્રકાશક સુર્ય દીપક ઓછો પ્રકાશ કરતો નથી તેમ જીવનો પ્રતિબિંબરૂપ મુખ્ય બિંબ સાથ પ્રકાશ કરે છે. જ્યાંસુધી મુખ્ય બિંબથી પાણી જુદું હોય છે ત્યાંસુધી પ્રતિબિંબનું ઝળકાટ પાણી ઉપર દેખાય છે પણ પાણીને બિંબ એકત્ર થતાને પ્રતિબિંબ ઉઠતો નથી. તેમ નિજસ્વરૂપી દ્રષ્ટાનું એમજ સમજવું. જ્યાંસુધી આત્મારૂપથી વૃત્તિ જુદી નથી ત્યાંસુધી પ્રતિબિંબત્વે જીવની કાયમતા છે પણ વૃત્તિ અને બિંબા-ત્માનો એકત્ર સંગમ થાય ત્યારે પ્રતિબિંબરૂપે થતી ભ્રમણતાનું સ્થાન કયાં રહેતું નથી. જ્યારે પ્રતિબિંબરૂપ જીવનો નિઃશેષ અભાવ થાય છે ત્યારે વૃત્તિ વ્યાપ્તિનુ ગૌરવ કયાં રહયું? વૃત્તિને નિર્વિકારી યોજાય તો અજ્ઞાનપણું જતું રહે અને તત્ક્ષણિક સ્વરૂપાકારી થાય છે. વૃત્તિ વ્યાપ્ત હોતાને જો તેના વિષયનો ગ્રહણ ન કરો તો વિષયને લેતાને વૃત્તિ સ્વરૂપમાં મલી જાય એવી વૃત્તિનાં ગ્રહણ ત્યાગ શીવાય ચિન્માત્ર બ્રહ્મરૂપ પ્રાપ્ત થતું નથી. વૃત્તિ સાથ એક રસરૂપે પ્રતિબિંબરૂપ મુખ્ય બિંબ સાથે અભિન્ન નહી થાય ત્યાં સુધી નિર્વીકલ્પ રૂપ પુર્ણ સમાધાન થાશે નહી. હવે આ અવસ્થામાં ઉત્થાન કાલે વૃત્તિનું સુખ અનુભવીએ તો વાસનાનંદરૂપે જીવને મુકિત જાણવી. વાસનાનો ઉદ્ભવ કે લય વેહેવારમાં કે વિશ્રાંતિમાં થાય તો જ્ઞાતાને ભિન્નત્વનો સંભ્રમ પડતો નથી! કારણ તે જાણે છે કે હું ચૈતન્ય સાગરમાં અનંત પરિપૂર્ણ છું તેમાં વૃત્તિની સ્ફુરણ લેહેરી જેવી છે, વૃત્તિ ઉઠતાને ચૈતન્ય એ મારો ખચ્ચીત વિશ્વનો ઉદ્ભવ છે એમ જાણે છે અને તેને અસ્તિ ભાતિત્વથી નિશ્ચિત

જુવે છે. હવે વૃત્તિ જો ઉઠે તો તે આવા નિશ્ચયથી આપણામાં મળી જાય છે અને પછી ઉત્પન્ન થાય તો તે કેવળ આત્મા દેખાય છે. વૃત્તિનો લય અને ઉદ્‌ભવ થતાને આપણુ પોતે અદ્વય રેહે છે અને એવી રીતથી નિઃસંશય જીવનમુક્ત થાય છે. વૃત્તિ સહિત વિષય ગ્રહણુ શિવાય અભિનપણાથી જીવન મુક્ત સ્થિતિ તે વિદેહ સ્થિતિ.

अर्थादर्थे यथा वृत्तिर्गंतु चलति चांतरे।
अनाधारा निर्विकारा या दशा सोन्मनी स्मृता ॥ ३५ ॥

અર્થ:—એકમેક વિષયની અંતર મધ્ય સંધિ નિર્વિકાર છે જે વૃત્તિદશા અનાધાર તે ઉન્મની કેહેવાય છે.

વિવેચન:—વિષય દૃષ્ટિને જોવા અમુક, એવી મનની કલ્પના તે વિશેષત્વ કરીને વિકાર રૂપછે પ્રથમ વિષયવૃત્તિને છોડીને બીજી ઉત્પન્ન થવા ન દેવી અને એ બે સંધિનો સુક્ષ્મ વિચારે અવલોકન કરવું. પેહેલો વિષય છોડી દીધો બીજો વિષય તે પછી ન લેતા જે અનાધાર વૃત્તિ તેને ઉન્મની અવસ્થા ઓળખવી. જયાં એવી રીતે મન સમાન રહે, વિકારનુ ભાન ન આવે તેજ અવસ્થા ઉન્મનીને સપ્રતીતિથી જોવી; ઉન્મની એટલે આનંદાવસ્થા. આંખે સેજ ગતીને જુવે પણુ તે અમુક છે એવી સ્ફુરતી ન આવે તો સામાન્ય તત્વે સ્વયંજ્યોતિ પ્રકાશે તે ઉન્મની અવસ્થા છે. જેવી રીતે સમુદ્રમાં મીઠું નાંખતાંનેજ મીઠુ જુદું નિકળતું નથી તેવી રીતે નિર્વિકલ્પ બ્રહ્મ એવો છે કે નામરૂપનો ઉદ્‌ભવ ન થાય તેવી રીતે જ્ઞાતાના મનમાં ભિન્નતા ન ઉદભવ થાય ત્યાં ઉન્મની અવસ્થા, જેને વિદેહસ્થિતિ કેહે છે. જે જીવનમુકતની સ્થિતિ તેજ વિદેહસ્થિતિ. પરંતુ ભેદ સવિકલ્પ નિર્વિકલ્પનો છે. બ્રહ્મરૂપ આપણુ આપ એવી વૃત્તિ ન થાય અને કંઇ પણુ સંશય ન રહે, બ્રહ્મ ચિત્તમાં આવતા પણુ હું છું એવી સ્ફુરતી ન રહે, અને જેથી ભિન્નત્વની સમાપ્તિ થાય, તેવીજ રીતે આંખેથી વિશ્વને જુએ, પણુ નામરૂપનો ઉદ્‌ભવ ન થાય, અને ભિન્નત્વનુ સ્થાન નિકળી જાય ત્યારે તે સ્થિતિને વિદેહમુકત સ્થિતિ કેહેવાય છે. આ સર્વ અને હું એકલો એવી સ્ફુરણા તેને ન થાય, દેહ પડો કે કાર્યમાં રહો એવી સ્થિતિ; જેવી દેહે બુદ્ધિ ગઈ તેવી બ્રહ્મ બુદ્ધિ ઉત્પન્ન થઇ અને પછી જે સ્થિતિ પ્રાપ્ત થાય તે વિષે બોલાય એમ નથી (જુઓ પૃ. ૫૮ માં એ સંબંધમાં ખુલાશો) સ્મરણુ તેવું વિસ્મરણુ, જોવું ન જોવું, ફકત માત્રનો વેહેવાર, તેમાં ભેદ બીલકુલ નહી. પ્રવૃત્તિ તેમ નિવૃતિ; ઉદ્‌ભવ તેવી સમાપ્તિ,

એવી જે અભેદ સ્થિતિ તે વિદેહમુક્ત સ્થિતિ છે. વૃતિ સવૃતિક (વૃતિ સહિત) જીવનમુકતી, વૃતિ રહિત વિદેહસ્થિતિ, જેનું નામ ચિત્ત તેનો સ્વભાવ ચિદ્રપ, અને જેમાં ભેદકલ્પના તે કુવો એ ભેદ મુળેજ હોય નહી.

**चित्तं चिच्च विजानीयात्तकाररहितं यदा ॥**
**तकारो विषयाध्यासो जपारागो यथा मणौ ॥ ३६ ॥**

અર્થઃ—જે ક્ષણે વિષ્યાધાસ થયો તેજ ક્ષણે ચિત્ત ચિદ્રૂપે વિષ્યાધાસ રૂપે થાય છે.

વિવેચનઃ--રૂમાંથી પીલ કરી સુતર બન્યું પણ અંદર બાહેર રૂ શિવાય બીજું કાંઇ નથી. તેમજ બ્રહ્મરૂપ સ્ફુરણનું ભિન્ન નામ પડયું પણ વિચારીને જોતાં સ્વરૂપ વિગેરે કાંઇ નથી, અજ્ઞાનથી નામ આપી ચિત્તે ચિદ્રૂપથી નામની કલ્પના કીધી પણ તે નામનું એકત્ર કીધું તો રૂપ તો એકજ છે. એત્તકાર (એક આકાર) અધિક પડવાથી જાુદું દેખાયું અને તે બાજુ પર મુકતાંને ચિત્ત ચિદ્રુપ થયું. એત્તકારથી ચિત્તે વ્યકિત (રૂપ) કલ્પ્યુ. તકાર (તે રૂપ) વિષયાધ્યાસ થવાથી ખોટા ભાસની ઉત્પતિ થઇ અને ચિત્તની ઉત્પત્તિ વિષયાકાર થઈ. (અધ્યાસ એટલે ખરૂં નહી ખાલી દેખાતો ભાસ). તેવી રીતે તકારને છોડીને ચિદ્રુપ ચિદ્રુપત્વથી થાય છે. સ્ફુરણાથી જે ભાસમાન થાય છે તે ચિદ્રુપ વગર થતો નથી. ચિત્ત ઉપલક્ષણ છે અને મન, બુદ્ધિ. ચિત અને અહંકારના ઉપર અંતઃકરણ છે અને ઇન્દ્રિયો તેના સ્વહિત્ય ભૂત છે અને તે ભોકતાનું સાધન છે. એને બાજુ ઉપર મુકી નામરૂપને કાઢી નાંખી સ્વયં જ્ઞાનરૂપ આત્મા રહે છે. બાજુપર મુકવું તે રુપ નથી. જે છે તે સર્વદા છે અને જેને ફકત નામરુપજ આપેલું છે એમ ઓળખીને કાઢી નાંખવું. એવો આત્મા અસંગ છે જેને નાનાત્વથી કલ્પેલો છે. એવી રીતે વિકારનો ભાસમાત્ર થાય નહી, તોજ ચિદ્રૂપ આત્મા નિર્વિકારી જણાય છે, કેવળ ભોકતાનો ચિદ્રુપ છે એમ નહી સમજવું. પણ ભોગ્ય પદાર્થ જે કાંઈ દેખાય તે બ્રહ્મરૂપ છે એમ સમજવું, અને તેજ નિજાંગે બ્રહ્મ થવાનો રસ્તો છે.

**ज्ञेयवस्तुपरित्यागाज्ज्ञानं तिष्ठति केवलम् ।**
**त्रिपुटी क्षीणतामेति ब्रह्मनिर्वाणमृच्छति ॥ ३७ ॥**

અર્થઃ--વિષય માત્રનો ત્યાગ કરતા કેવળ જ્ઞાન થાય છે. અંગે બ્રહ્મ હોવાથી ત્રિપુટી ક્ષીણ થાય છે.

વિવેચનઃ—અહં બ્રહ્મ જે સ્ફુરણુ તેનું જ્ઞાન ન હોવાથી તેના ભિન્નત્વના વિભાગ કરી તે વિષયાકાર થયું. પેહેલા કેવળ સદ્રુપ હતું તેના ઉપર શબ્દ સ્પર્શ આદિ નામ રૂપ રાખી આરોપ કલ્પવામાં આવ્યો. પોતે બ્રહ્મ જાણે નહી અને બ્રહ્મનો વિષય પણુ જાણે નહી અને પોતાના ભિન્નત્વની વિષય સહીત કલ્પના કીધી. આપણુ આત્મા છૈએ એ એમ જાણવાથી ચિત્ત ચિદ્રુપ થયું પછી વિષય જોતાને બ્રહ્મ ચિન્માત્ર (ચિત્ત માત્ર) થયું. રૂમાંથી સુતર બનાવી આડા અવળા સુતર વણીને તૈયાર કીધેલા પદાર્થને કપડું એવું નામ આપ્યું પણુ વસ્તુતાએ તે માત્ર રૂ છે. તેવી રીતે ચિદ્રુપ એવું એનું ચિત્ત, તેમાં વિષય જાતની કલ્પના કીધી, પણુ નામરૂપનો ત્યાગ કરતાં જે જે દેખાય તે બ્રહ્મરૂપ છે, એવી રીતે વિષયનો ત્યાગ કરતા કેવળ જ્ઞાન તત્વનો નિકળે છે, પછી ચિદ્રુપતા સ્પષ્ટ પદાર્થ માત્રને દેખે છે, પદાર્થથી ચિદ્રુપની અવધી થતાં વિષયરૂપ રહેતો નથી અને જે અલ્પ ભાસમાન થતો હતો તે નષ્ટ થાય છે. એવી રીતે પ્રમેયનું રૂપ રહે નહી, પ્રમાતાનો ઉદ્ભવ નહી તો પછી પ્રમાણુની વાર્તા કેવી? નહીજ. કાર્ય જાતનુ નિઃશેષ નહી, કર્તાનો ઉદ્ભવ નહી, ત્યારે કારણુને મિથ્યારૂપ જુએ છે. દશ્ય મિથ્યા થાય, દ્રષ્ય દ્રષ્યપણાથી ઉત્પન્ન થાય નહી ત્યારે શુન્ય ઘરનું દર્શન થાય છે. એવી રીતે ત્રિપુટી નષ્ટ થતાને સહજ પૂર્ણુ બ્રહ્મ સર્વ વિચારથી સ્ફૂરે છે.

**मनोमात्रमिदं सर्वं चिन्मनो ज्ञानमात्रकम् ।**
**अज्ञानभ्रम इत्यादुर्विज्ञानं परमं पदम् ॥ ३८ ॥**

અર્થઃ—આ સર્વ વિશ્વ મનથી (છે) સંકલ્પ વગર તેનું જ્ઞાન (છે) વિકાર તે ભ્રમ અજ્ઞાન (છે) વિજ્ઞાન તે પરમ પદ છે.

વિવેચનઃ—નામરૂપ ન છતાં આ સર્વની જગત્‌રૂપે કલ્પના કીધી, હસ્તી ન છતાં મનથી કરીને અભિમાન ધર્યા, જેનાથી જગદ્રપ સત્ય થયો, એવા નિશ્ચયથી ચિત્ત લગાડી સ્વરૂપનો લોપ કરીને વિષયભાસ કીધો એ મનનો અંકુર. એ અંકુર ઓળખી મનને નિરાધાર કરવો. પણુ એ નિર્વિકારી વિકાર (ઉત્પન્ન, વૃદ્ધિ તથા નાશ) એ તો સર્વ થવાનુંજ. જ્યાં સુધી મનને વિષયનો ભાસમાન થાય છે ત્યાંસુધી તે વિશ્વને દેખે છે પણુ મનનો અંકુર નાશ થતા નામરૂપનો લોપ થાય છે. જેવી રીતે સુષુપ્તિમાં મનને કોઇપણુ ઠેકાણે જગ્ભાન થતું નથી તેવી રીતે બ્રહ્મને ઓળખીને મનનો વિકાર નષ્ટ કરી નિર્વિકારી મન કરવું. સંકલ્પ વગર મનના સ્ફુરણુને ચિદ્રુપથી જોવું અને મનનું નષ્ટ મિથ્યા છતાં ભાસમાન થાય છે એજ

મનનો વિકાર છે એવો સંકલ્પ કરી મન નિર્વિકારી કરવો એજ બ્રહ્માત્મા. સંકલ્પ છોડવો એનેજ મનની નષ્ટતા સમજવી પછી ચિન્માત્રા સ્ફુરણ થાય તોપણ જગ્નું દ્વૈતભાન ન થવાથી મન ગલીત થઈ જ્ઞાન થાય છે.

अज्ञानं चान्यथाज्ञानं मायामेतां वदंति ते।
ईश्वरं मायिनं विद्यान्मायातीतं निरंजनम्॥ ३९॥

અર્થ:—અજ્ઞાન અને અન્યથા જ્ઞાન એ માયાનું લક્ષણ (છે) માયાના ઉપર ઇશ્વર (છે) પણ નિરંજન તો અતીત છે.

વિવેચન:—બ્રહ્મ સચ્ચિદાનંદ નહી અને આત્મા બ્રહ્મ ન હોય એ અજ્ઞાનનું લક્ષણ છે એમ સમજવું. સ્વરૂપથી જગતની વ્યર્થ કલ્પના કીધી, જીવ ઇશ્વરનો ઢોંગ કહાડયો એ અન્યથા અંતરમાં જ્ઞાનથી ઉત્પન્ન થાય છે. અન્યથા જ્ઞાન અને અજ્ઞાન એ માયાના નામ છે. માયાનો બિંબ તેનું નામ ઇશ્વર આપ્યું, તેને ધર્મથી સર્વ જ્ઞત્વા કેહેવામાં આવ્યો, એવા ઇશ્વિરના સત્યપણાથી જીવને જગ્ સત્ય થયો. કારણ બ્રહ્મલક્ષણથી સત્ત જ્ઞાન પ્રગટ થયું નથી. એ ઇશ્વિરનામ નિજરૂપી અન્યથા ભ્રમ છે, જે ભ્રમથી પરમ નિરંજન આત્મા છે. માયાને સત્ય રાખવાથી પ્રતિબિંબ સત્ય થાશે, વાસ્તે તેને મિથાત્વ સમજી જીવના પરને ઓળખવો. જ્ઞાન વગર કોઈ કાળે મોક્ષ થવાનો નથી. એમ છતાં અન્ય સાધનમાં લોક પડે છે, એજ દુરદશાછે.

सदानंदे चिदाकाशे मायामेघस्तडिन्मना:॥
अहंता गर्जनं तत्र धारासारो हि यत्तम:॥ ४०॥
महामोहांधकारेऽस्मिन्देवो वर्षति लीलया॥
अस्या वृष्टेर्विरामाय प्रबोधैकसमरिण:॥ ४१॥

અર્થ:—ચિદાનંદ શુદ્ધ આકાશમાં મેઘરુપી માયાનું બીજ મન અહંતા (છે) એ મેઘની ગર્જના અજ્ઞાન અંધકાર (છે) માહા મોહાંધકારમાં લીલાની વૃષ્ટિ દેવ કરે છે પ્રબોધ વાયુ થતાને વૃષ્ટિ વિતુલ થાય છે.

વિવેચન:—એ ચિદાકાશમાં મેઘ સરખી માયા ઉદ્ભવે છે પછી ચિદ્-ગગને વિકારી કરે છે. મેઘાકાસનો એક દેશ તેમજ વિકારરુપે માયા એ એ જગ્ વૃષ્ટિને ઉદ્ભવે છે. અહંતા એ દેહ બુદ્ધિની ગર્જના સત્ વિચારથી જાય છે. એવા મેઘ મંડપને અજ્ઞાને તામસીરૂપી જાળ નાંખી છે તેમાં પડી

મોહામોહ એ ખલ થઈ, અજ્ઞાનરુપ અંધકાર એ મુસળ બની બન્નેએ અંધકારનો વાસ્તવિક રીતે ખલ કીધો, અને એવા ખલ કરેલા અંધકારની ઇશ્વર વૃષ્ટિ કરે છે, એવા જીવના કર્મથી જણાય છે; જેથી સુખ દુઃખ દ્વંદ્વ અપાર રેહે છે. અને પ્રર્જન્યધારા પ્રમાણે પાપ પુણ્યનો પ્રવાહ ચાલ્યો આવે છે. આકાશને મેઘે ઢાંકી નાખ્યુ છે જેથી અમાવાસ્યના અંધકારના જેવો અજ્ઞાનનો પ્રસારો થયોછે, જેથી પોતે બ્રહ્મ છતાં આંખથી જોતો નથી. મન વીજ ચમકે છે, ત્યારે તરતજ આંખ ઢાંકી બહિર્મુખત્વેર્થી સ્વાનુભવપર ઢાંકણુ પડેછે. મનનો અંકુર તોડયા શિવાય જ્ઞાન પ્રકાશ થતો નથી. અહંતાની ગર્જના આગળ જીવ ભ્રમણુતામાં પડે છે, અને ગાંડો બની જાયછે, જેથી સત્‌શાસ્ત્રના શબ્દો કાને પડતા નથી; જેથી સુખ દુઃખની ધારા એક સરખી વહે છે અને તેથી તેને નિજસુખ તથા વિશ્રાંતિ થતી નથી. ખાલી પાણી ઉપર પડ, અને તેની સાથ સુખદુઃખની ધારા અથડતાને કામ જ્વરથી શરીર કંપાયમાન થઈ, વાયુ મસ્તકે ચડે છે. એક પ્રવાહ વેહેછે, એક અટકી જાય છે, અને પ્રવાહની એક શાખા પ્રપંચ વૃક્ષનો આશ્રય કરી રહે છે. સ્ત્રીપુત્રાદિક બલાત્કારે મોહથી અંગ ઉપર પડી પ્રપંચમાં લપટાવે છે, એવી એ એક સર્પ જાતિ છે. એક શાખા પાતાળમાં પેશી ક્રોધને બોલાવી મદમત્સરથી ભ્રષ્ટ કરે છે. એક સ્વર્ગમાં ચઢે છે ત્યાં લાભ, વ્યાધ, માહાભારી દુઃખથી મસ્તકમાં પેસી શાંતિ આપતી નથી, એવી એક વૃષ્ટિ અથડતી વેહેતી કષ્ટ કરીને એકમેક સાથ સબંધમાં આવે છે, એવી પ્રવાહા ગતી એકત્ર થતાંને "આ મારૂં" "આ મારૂં" એમ બોલે છે અને ઉલટુ પડતા બોલે છે કે આ "મારૂં" "મારૂં" કેહેતો હતો તે તો ચાલી ગયું એવી માહાં ઘોર વૃષ્ટિ અખંડ અપાર વરસે છે તેમાંથી કોઇ છુટકો કરતો નથી. આવી વૃષ્ટિની આખરે મૂર્ખ સાધનમાં પ્રવર્તે છે વારે વારે ભજનમાં રેહે છે, અને પ્રતિમાં પુજાને સંકલ્પ કરે છે, પણુ તેનાથી વૃત્તિ તો અટકતીજ નથી, અને જપ અનુષ્ટાન સાર્થક થતાં નથી માહા કષ્ટથી બલાત્કારે વૃષ્ટિને બાંધવા જાય છે, યજ્ઞ દાન કરે છે, પણુ તેથી વૃષ્ટિ અધિક વધે છે. એવીરીતે અનેક મનુષ્યો અનેક પુજા અર્ચન યજ્ઞ, દાન, વિગેરેમાં પડે છે પણુ તેથી વૃષ્ટિ ઓછી થઈ અભેદ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણુ જ્યારે પ્રબોધ વાયુ છુટે છે ત્યારેજ વૃષ્ટિ પોતાની મેલે સમેટાવા માંડે છે અને પ્રવાહારૂપી પાણી તત્ક્ષીણુ ઉતરવા માંડે છે. માયા નિમત્તના કારણુથી, વૃષ્ટિ કાર્ય ઉત્પન્ન કરી, સુખ દુઃખ આદિ પાપ પુન્ય એક સરખા નિર્માણુ થયલા છે. આપણુ આકાશચૈતન્યઘન દ્વૈત રહિત જ્ઞાન એતું નામ છે કે તે પ્રલયકાળનું મોટું ભજન છે. કારણુ

સ્વપ્રકાશ પ્રગટ થતાંને અજ્ઞાનનાકાર્યની હાની થાય છે, ભેદની ધુળધાણી થાય છે, જીવ સંશય નિવૃત થાય છે, બંધ મોક્ષ બન્ને ગયાથી સુખ દુઃખ નષ્ટ થતા, કેવળ નિજ સુખ આવતાને નિર્ભય સમાધાન થાય છે એવું આ જ્ઞાનસાધન આગલ અન્ય સાધન કોઈ પણ નથી.

**ज्ञानं दृग्दृश्ययोर्भानं दृश्यशून्यता।**
**एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४२॥**

અર્થઃ—દૃશ્ય દૃષ્ટાનું ભાન તે જ્ઞાન (છે) દૃશ્ય શુન્ય તે વિજ્ઞાન (છે) બીજુ કંઇ પણ હોય તોપણુ એક અદ્વય બ્રહ્મ પૂર્ણ છે.

વિવેચનઃ—દૃશ્યને મિથ્યા જોશો તો દૃષ્ટાને દૃશ્યપણે જાણુશો, સત્ય મિથ્યાનો નિવેડો કરવો એને જ્ઞાન કેહેવાય છે. મિથ્યા તે ઉત્પન્ન થયું નથી કદી તેને જુઓ તો નામ અભિધાન કાંઇજ નથી. સત્ય મિથ્યા તે વળી કેવું? એવી રીતે દૃશ્ય ઉપર શૂન્યતા (છે) જેમાં સત્ય મિથ્યાનું ભાન નથી. દૃશ્યપણુ મુકાય તો દ્રષ્ટા આપણે પોતે છૈઇએ, દૃષ્ટદૃશ્ય ગયા પછી નિર્વિકાર આવે છે, જેનો નિવૃત્તિ રૂપે વિજ્ઞાન નિરાધાર છે. બીજુ કંઇ નથી, જે છે તે બ્રહ્મ છે, એવી સ્ફુરતી વગર અભેદ બ્રહ્મનું અનુસંધાન થાય છે, જેને દૃઢ અપરોક્ષથી વિજ્ઞાન કેહે છે.

**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं तज्ज्ञानं ज्ञानमुच्यते ।**
**विज्ञानं चोभयोरैक्यं क्षेत्रज्ञपरमात्मनोः ॥ ४३ ॥**

અર્થઃ—ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ એના જ્ઞાનનું વિવેચન કરીને વિજ્ઞાનથી બનેને એકત્ર કરવો જેથીં ક્ષેત્રજ્ઞ પરમાત્મા રેહેછે.

વિવેચનઃ—"ત્વં" પદના સાધનમાં "તત્" પદનો વાચ્ય લક્ષથી ક્ષેત્ર ક્ષેત્ર જ્ઞતામાં નિવારણુ કરવામાં અગાઉ આવ્યું છે. વાચ્ય એટલે પંચકોશ સમુદાય સાથ ત્રણ દેહે છે અને તેની સાથ જીવ અભિમાની છે તે ક્ષેત્ર છે. અસત્ત જડ દુઃખ જેનું અન્યાત્મકરૂપ છે તે અવશ્ય ક્ષેત્રરૂપે જાણવો લક્ષ્યસાક્ષિ પ્રત્યગાત્મા કટસ્થ નિર્વિકારી એ માહાત્મા છે, જે અસ્તિ ભાતિ પ્રયત્વે અધિષ્ટાન છે. નિર્વિકારથી સર્વને જાણે છે, સામાન્યપણાથી પ્રકાશે છે, તેને અંતરયામી ક્ષેત્રજ્ઞ જાણવો. એવી રીતે જે ક્ષેત્રજ્ઞને નિવારણુ કરી જાણે છે તે ક્ષેત્રને પરોક્ષપણે અને ક્ષેત્રજ્ઞને અપરોક્ષપણે જુવે છે. એવી રીતે નિવારણુ કરવાથી ક્ષેત્રજ્ઞ જાણુવો જોઇએ, જેથી અગાડી કહયા પ્રમાણે દૃશ્ય અને દૃષ્ટાનો

વિભાગ કરી જ્ઞાન આવે છે. બ્રહ્માત્મા અખંડ એક રસ છે, ભેદ નથી. ત્વંપદથી તત્પદનો વાચ્યાર્થ છોડીને ઇશ્વરનું શુદ્ધ જ્ઞાનલક્ષણાથી આગળ જણાવી ગયા છેઇએ. બનેનું શુદ્ધ લક્ષ્ય આત્મા પરમાત્માનું અભેદ જ્ઞાન, ધ્યેય અને ધ્યાન વગર અંગથી સચ્ચિદાનંદ હોય તેનું નામ વિજ્ઞાન છે.

परोक्षं शास्त्रजं ज्ञानं विज्ञानं चात्मदर्शनम् ।
आत्मनो ब्रह्मणः सम्यगुपाधिद्वयवर्जितम् ॥ ४४ ॥

અર્થ :—શાસ્ત્ર જન્ય જ્ઞાન તે પરોક્ષ (છે) આત્મા દર્શન તે વિજ્ઞાન (છે) માયા અવિધા જોતાંને આત્મા બ્રહ્મ અભિન્ન છે.

વિવેચન :—ગુરૂમુખે વેદાંત શાસ્ત્ર અર્થ અનુભુતિને શ્રવણ કરવુજેથીં જ્ઞાન થાય છે એટલે બ્રહ્મ પ્રત્યગાત્મા અદ્વય અને માયા ઉપાધિ કરતા છે. આત્મા પ્રત્યય છે એવું અભેદ જ્ઞાન ગુરૂ મુખથી વિશ્વાસ રાખી સાંભળવું જોઇએ એ જ્ઞાન પરોક્ષ છે. વિવેક વિચારથી એવો પરોક્ષ જ્ઞાન અને નિદિધ્યાસ તે અપરોક્ષ જ્ઞાન છે. માયા અવિદ્યારૂપી ઉપાધિ ઉત્પન્ન થઈ નથી, એવો દ્દઢ નિશ્ચય તે વિજ્ઞાન છે અથવા પરોક્ષ ધ્યેયે ધ્યાનનું જ્ઞાન જાણીને, ત્રિપુટી રહિત સમાધાન તે વિજ્ઞાન છે.

त्वमर्थो विषयज्ञानं विज्ञानं तत्पदाश्रयम् ।
पदयोरैक्यबोधस्तु ज्ञानविज्ञानसंज्ञकम् ॥ ४५ ॥

અર્થ :—હું આત્મા છું એ જ્ઞાન, અહંબ્રહ્મ તે વિજ્ઞાન, એકમેકના એકયનું સમાધાન તે જ્ઞાન વિજ્ઞાન બને છે.

વિવેચન :—વાચ્ય લક્ષણુ છોડીને "ત્વં" પદે અપરોક્ષ આત્માજ્ઞાન એ ખરો છે. હું આત્મા એ વિષયનું જ્ઞાન નામ છે. આ સર્વ જગત્તનો હેતુ સચ્ચિદાનંદ અપરોક્ષથી જે જાણવું તેનુ નામ વિજ્ઞાન છે. "ત્વં" પદ અને "તત્"પદ એ બનેના લક્ષણો જ્ઞાની અભેદ જાણે છે અને જ્ઞાન અને વિજ્ઞાનરુપે એની સંજ્ઞા માને છે, એ પ્રમાણે આત્મજ્ઞાન તે જ્ઞાન, અને બ્રહ્મજ્ઞાન તે વિજ્ઞાન, એ બન્નેની સંજ્ઞા પુર્ણ તે જ્ઞાન વિજ્ઞાન, છે.

आत्मानात्मविवेकस्तु ज्ञानमाहुर्मनीषिणः ।
अज्ञानं चान्यथा लोके विज्ञानं तन्मयं जगत् ॥ ४६ ॥

અર્થ :—આત્મા અનાત્માનો વિવેક એને જ્ઞાન વિજ્ઞાન કહે છે. અજ્ઞાન અન્યથા લોક રીતિ છે અને સર્વત્ર બ્રહ્મ તે વિજ્ઞાન છે.

વિવેચનઃ—અસત્ જડ દુઃખ અનાત્મા છે, અને અસ્તી ભાતિ પ્રિયરૂપ આત્માના છે, અને વિવેકથી જે એનો નિવડો કરે છે તે વિવેકને જ્ઞાતા જ્ઞાન કહે છે. સત્ય મિથ્યા એક કરીને એકમેક સાથ મિશ્ર કરે અને લોક રીતથી ભુલાવો ખવાય એનુ નામ અજ્ઞાન છે. સર્વ આપણુ છે એમ લાગે ત્યારે સર્વ આપણુા મધ્યે ઉત્પન્ન થાય છે એજ જાણવું, એજ સારૂં વિજ્ઞાન છે.

अन्वयव्यतिरेकाभ्यां सर्वत्रैकं प्रपश्यति ।
यत्तु तादृत्तिजं ज्ञानं विज्ञानं ज्ञानमात्रकम् ॥ ४७ ॥

અર્થ:—અન્વય અને વ્યતિરેક સર્વને એક સરખુ જોવું. જ્ઞાન તે વૃત્તિથી સ્ફુરણ, વિજ્ઞાન ને જ્ઞાનમાત્ર.

વિવેચનઃ-કારણરૂપે એક, કાર્યથી અલંકારરૂપે નામ, તેનુ કાય જગત્ ભ્રમ અને તેનું કારણ બ્રહ્મ છે. બ્રહ્મરૂપ વગર જગત્ નથી અને જગત્માં બ્રહ્મ છે. એના અન્વયનુરૂપ એવા કાર્ય મધે કારણ છે જેમ સુવર્ણ વગર અલંકાર નથી તેમ બ્રહ્મમાં જગત્તનો વિકાર નથી. એ વ્યતરિકનો પ્રકાર એવો છે કે કારણ મધે કાર્ય નથી. એવી રીતે અન્વય વ્યતિરેક વિવેકથી જોવું જે સર્વ નામરૂપ છે તે એક બ્રહ્મ ચિન્માત્રા (જ્ઞાન સ્વરૂપ) છે. સર્વ જગત્તમાં બ્રહ્મથી બીજુંરૂપ નથી. એ બ્રહ્મ અવિનાશી છે. કારણ વિના કાર્ય નથી, અને તેમાં ભિન્નરૂપ નથી, ત્યારે એ કારણને નિઃસંદેહ સ્વાનુભવથી જોવો. એવો સર્વમાં બ્રહ્મ એક છે. નિશ્ચયાત્મક સપ્રતીતિ છે. તેને પ્રબોધરૂપે એ રીતથી જોવાય છે, સર્વદા વૃત્તિનું સ્ફુરણ જે આપણુ સર્વ બ્રહ્મ છેઇએ તે વૃત્તિ સ્વરૂપનું લક્ષણ તે જ્ઞાન અને જ્યાંથી વૃત્તિ ઉત્પન્ન થઈ ત્યાં સ્ફુરણામાં સ્ફુરણનો લય કરી એ બનેનુ વિસર્જન કરે, તે નિવૃત્તિરૂપ વિજ્ઞાન છે.

अज्ञानध्वंसकं ज्ञानं विज्ञानं चोभयात्मकम् ।
ज्ञानविज्ञाननिष्ठेयं तत्सद्ब्रह्मणि चार्पणम् ॥ ४८ ॥

અર્થ:—અજ્ઞાન નષ્ટ થતા જ્ઞાન, (અને) અજ્ઞાન જ્ઞાનનો અધિષ્ટાન વિજ્ઞાન (છે) જ્ઞાન વિજ્ઞાનની નિષ્ટા અર્પણ કરવાથી એક પરબ્રહ્મ રહે છે.

વિવેચનઃ—હું બ્રહ્મ છું એવો નિશ્ચય તે જ્ઞાન (છે) જ્ઞાન થતાને અજ્ઞાન નષ્ટ થાય છે, અજ્ઞાન જતાંને જ્ઞાન વૃત્તિ ગળીને વિજ્ઞાનરૂપ થાય છે, પછી નિર્વિકાર પરબ્રહ્મ જે સ્ફુરતી રહિત આત્મારામ છે. અજ્ઞાન જ્ઞાનના ઉપસમ નિઃશેષ છે. ધ્યેય ધ્યાન સર્વ જવાથી દ્વૈતાદ્વૈત ભાન નષ્ટ થવાથી

ફકત પરબ્રહ્મ થાય એ વિજ્ઞાન છે. જ્ઞાનાજ્ઞાનની સ્ફુરતી જે અધિષ્ટાનથી ઉઠે છે તે અધિષ્ટાનમાં જ્ઞાનાજ્ઞાનનો રતિમાત્ર પણ વિરોધ નથી જેવી રીતે પ્રકાશ અને અંધકાર બન્ને આકાશમાં જાય છે તેમ જ્ઞાનાજ્ઞાનનો વિકાર અધિષ્ટાન બ્રહ્મમાં રેહે છે, તેનું નામ વિજ્ઞાન; અને તેને જાણવો એ જ્ઞાન અને બ્રહ્મ અભિન્ન છે એ વિજ્ઞાન. જ્ઞાન વિજ્ઞાનની નિષ્ટા એવી છે કે એને મેળવતાને સ્વસ્વરૂપ વગર સાધકને અખંડ રસ પ્રાપ્ત થતો નથી, તે તેના સત્ત પરિપૂર્ણ બ્રહ્મનો એક દંડ છે એનું નામ ભિન્ન અર્પણ છે. જ્ઞાનાજ્ઞાન જવાથી જ્ઞાન વિજ્ઞાન મળે છે. વિજ્ઞાન આવતા ભિન્નપણું જતું રેહે છે. એવી વિજ્ઞાનની સ્થિતિનો દ્રઢ નિશ્ચય જેને થાય છે તેને કોઇ પણ અવસ્થામાં ઉત્થાન થતું નથી. જ્યારે મન આદિ ઇન્દ્રિયોનો વેહેપાર પૂર્વ સંસ્કારથી થાય છે ત્યારે જ્ઞાતા તેને વિકાર માને છે, વાસ્તે એનું નામ ઉત્થાન છે. જો વૃત્તિ ઉઠે અને વેહવારથી તત્કાળ સત્ય મિથ્યા વિચારથી શાંત થાય, તો તેને સહજ સમાધિ લાગે છે. કારણ તે વખતે ધ્યાનની અને વેહવારની વૃત્તિ ભલતે ઠેકાણે હોય તો પણ તેને એકરૂપતાનો નિશ્ચય હોય છે, અને વૃત્તિ ઉદ્દભવતાને આપણામાંજ લય પામે છે. વેહવારીને આ મારી સમાધી છે એવું સમાધાન રેહે છે કારણ ત્રણ અવસ્થામાં સર્વદા એકરૂપે નિશ્ચય પૂર્ણ હોય છે. સ્વ સ્વરૂપ વગર વૃત્તિનો વિકાર જુદો દેખાતો નથી તથા નામરૂપનો ભેદ રેહેતો નથી, સંશય નષ્ટ થતાંને દ્રશ્યના ઉદ્દભવનો લય કરતા વૃત્તિ રહિત જે સંચય તે આપોઆપ સ્વાત્મારામ પોતે છે. એવું નિશ્ચય જેને છે તેને સમાધિનું ઉત્થાન થતું નથી પણ સ્વલીલાથી જે વર્તણુક થાય તે પ્રમાણે વર્તે છે, એવી શેજ સ્થિતિમાં જે અનાયાસે પ્રાપ્ત થાય છે તેનો ભોગ ભોગવે છે. એવી સહજ સ્થિતિમાં બંધ હોતો નથી તેમ મુકત પણ નહી. જીવનમુકિત તે વિદેહસ્થિતિ, સહજ સ્થિતિ, તે નિત્યમુકત. એવો જ્ઞાતા જે પૂર્ણ જ્ઞાની છે તથા જેને નિજાંગે બ્રહ્મ છે તે જ્ઞાતા પોતાનું કંઈ પણ કાર્યક્રમ, ધર્મ અધર્મ, કેહેતો નથી, કારણ તે કોઇનો નથી; વળી એનામાં સ્વાનુભવનો સંભવ નથી અને તેમાં સ્થિતિ કેવી કે વિચાર રીતી કેવી? મુકિત પણ નહી. બ્રહ્મજ્ઞાન જ્યારે આવે છે ત્યારે એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે, જે પૂર્વથી આત્મા અલિપ્ત છે એવા અનુભવથી તે જોતો નથી. જેમ આકાશ ઘટના વિકારથી વિકારી થતો નથી તેમ આત્મા નિર્વિકાર રૂપજ રેહે છે. અજ્ઞાન સ્થિતિમાં અજ્ઞાનથી વિકારી હોય છે ખરો, પણ જ્ઞાન પ્રાપ્ત થતાંને નિર્વિકારી થાય છે, અને તેમાં જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે એકરૂપ છતાં આત્માનું એક પૂર્ણપણુ સર્વ મારામાં સરખા છે એમ તે જ્ઞાતાને પૂર્ણ જ્ઞાન હોય છે.

भोक्ता सत्त्वगुणः शुद्धो भोगानां साधनं रजः ।
भोग्यं तमोगुणः प्राहुरात्मा चैषां प्रकाशकः ॥ ४९ ॥

અર્થ:—ભોકતા જ્ઞાન શકિત, સત્વગુણ ક્રિયા શક્તિ, રજ સાધન ભોગ્ય, દ્રવ્ય શક્તિ તમોગુણ, એવી રીતે આત્મા પ્રકાશક છે.

વિવેચન:—અંતઃકરણની વૃત્તિ બે, એક બુદ્ધિ અને બીજું મન, ક્રિયા રહિત જાણવું તે જ્ઞાનશકિત છે. સત્વગુણ એને કેહેવો કે એનાથી ભકિત વિષયી થાય છે, અને એની મદદથી સ્ફુરતી આવતાને જીવ પ્રતિબિંબરૂપ થાય છે. એવી રીતે પ્રતિબિંબ અને વૃત્તિ બન્ને એકત્ર થઇ સુખ દુઃખ ભોગવાવે છે જેનુ નામ ભોકતા છે. ઇન્દ્રિય અને પ્રાણ એ ઉપકરણ છે જેના દ્વારથી વૃત્તિનું આવવું જવું છે, એ ક્રિયા શકિતના ગ્રહણ સાધનને રજોગુણ કેહે છે. શબ્દ સ્પર્શ આદિ વિષય જે દ્રવ્યશિકતનો સમુદાય છે તે તમોગુણ ભોગ્ય કેહેવાય છે. વૃત્તિ પ્રાણના આધારથી ઇન્દ્રિયોના દ્વારથી નિકળી એક સરખો વિષય ધરે છે જેથી સુખદુઃખ થાય છે. એવી રીતે વૃત્તિ, ઇન્દ્રિયો અને વિષય એ ત્રણ ગુણના સમુદાયને આત્મા સાક્ષી માત્રથી પ્રકાશે છે. વૃત્તિ ઉઠતા જાણવું, ઇન્દિયોથી પ્રકાશ થવું, અને સ્વપ્રકાશથી વિષયનું અવલોકન કરવું એમ કરવાથી આત્મા જ્ઞાનરૂપક સામાન્યત્વે પ્રકાશે છે અને એને સુખદુઃખનું કૌતક કાંઈ નથી. એવી રીતે સુખ દુઃખના વિષયનું ગ્રહણ કરવાનું સાધન ઇન્દ્રિય છે. સુખદુઃખ વૃત્તિથી થાય છે એનો સાક્ષી આત્મા છે. કોઇપણ અવસ્થામાં હોય તો પણ નિર્વિકારી છે. નામરૂપથી જોતાં વિકારી દેખાય છે. આત્મા અજ્ઞાન નથી તેમ જ્ઞાનસંપન્ન નથી; સર્વમાં એક પરિપુર્ણ છે અને સ્થાવર જગંમમાં એકજ આત્મા વિરાજમાન છે, એવા નિશ્ચયથી સમજવામાં આવે તો બીજો વિચાર ઉત્પન્ન થવાનો સંભવ બીલકુલ રેહેતો નથી. આત્મા જન્મતો મરતો નથી. આત્માને મોક્ષ નથી, જ્ઞાન નથી, અજ્ઞાન નથી એવી તેની સ્વરૂપ સ્થિતિ વિષે આત્માજ્ઞાની બોલે છે. ગુપ્ત જ્ઞાતાને એનો મનથી દઢ નિશ્ચય કરવો કે ચરાચર હું એક ત્રણ લોકમાં વ્યાપ્ત છું, નિર્વિકારથી નિજ પ્રકાશ હું છું. હવે બ્રહ્મચારીના ધર્મનું વર્ણન:—

ब्रह्माध्ययनसंयुक्तो ब्रह्मचर्यरतः सदा ।
सर्वं ब्रह्मेति यो वेद ब्रह्मचारी स उच्यते ॥ ५० ॥

અર્થ:—સર્વ બ્રહ્મરૂપ જાણે તે બ્રહ્મચારી, જેને વેદાધ્યયન યુકત અખંડ વિચાર કરવો જોઇએ.

વિવેચન:—વેદાધ્યયન એટલે શુદ્ધ વેદાંતનું અખંડ શ્રવણ, મનન, વૃત્તિ બ્રહ્મ સ્વરૂપાકારનો દીવસે દીવસે અભ્યાસ કરવો. નામરૂપ છોડીને અનુભવથી બ્રહ્મરૂપ થવું. ભેદાકાર બાળી ભસ્મ કરવું એજ બ્રહ્મચારીના ધર્મ છે:—

**गृहस्थो गुणमध्यस्थः शरीरं गृहमुच्यते।**
**गुणाः कुर्वन्ति कर्माणि नाहं कर्तेति बुद्धिमान्॥ ५१ ॥**

અર્થ:—શરીર ગૃહમાં ગુણથી સ્થિત, બુદ્ધિમાન, ગુણ કર્મમાં પ્રવર્તતાંને હું કર્તા નથી એવી જેની વાણી તે ગૃહસ્થ છે.

વિવેચન:—પંચીકૃત ભૂતથી આ સ્થુળ દેહ ઉભો છે અને તેનેજ જન્મ મરણ છે, એવા શરીરના સાક્ષી માત્ર નિર્વિકારી છે અને હું આત્મા અલિપ્ત છું શબ્દ, સ્પર્શ આદિરૂપનામનો વેહેપાર એજ કર્મ છે અને તે પ્રત્યક્ષ ત્રણ ગુણનો ધર્મ છે પણ આત્મા તેમાં અલિપ્ત છે. સત્વગુણ અંતઃકરણ, ઇન્દ્રિયો વિગેરે રજોગુણ, તથા વિષય એ તમોગુણ છે, એવી રીતે ગુણના પ્રવર્તનથી અહંમતા મમતાનું વર્તન થાય છે, અને જે વિશ્વ તૈજશ અભિમાનથી ઉત્પન્ન થાય છે. એવું જ્ઞાન ધરાવનાર ગૃહસ્થ છે.

**किमुग्रैश्च तपोभिश्च यस्य ज्ञानमयं तपः ।**
**हर्षामर्षविनिर्मुक्तो वानप्रस्थः स उच्यते ॥ ५२ ॥**

અર્થ:—ઉગ્ર તપથી કાંઈ પ્રાપ્ત થતું નથી કારણ શુદ્ધ તે જ્ઞાન સિદ્ધિ છે એવા વિચારવંત તથા જે હર્ષ શોકથી નિર્મુક્ત થયો છે તે વાનપ્રસ્થ છે.

વિવેચનઃ—વિવેક વિચાર ન કરતાં વનમાં જઇ વાસ કરે તો તે વાનપ્રસ્થ નથી. ધુમ્રપાન, પંચાગ્નિ, વિગેરે નાના તપની સાધનાર્થે કાયાની ક્ષીણતા કરવી એ મોટો દુરાગ્રહિ વાનપ્રસ્થ છે; પણ જેનું તપ જ્ઞાન છે, જેને પુણ્ય પાપનું લેપન નથી, નામરૂપનો બાધ કરી જેને અંગે બ્રહ્મ ચિદ્દરૂપથી સ્ફુરે છે, જેને દ્વૈતભાન થતું નથી અને અહંમતા જેની ગલીત થઇ જ્ઞાનથી મુક્ત અવસ્થામાં હર્ષ શોકનો ત્યાગ કરી સ્વેચ્છાથી નિરંજન ક્રિડા કરે છે તે વાનપ્રસ્થ છે.

**देहन्यासो हि संन्यासो नैव काषायवाससा।**
**नाहं देहो महात्मेति निश्चयो ज्ञानलक्षणम्॥ ५३ ॥**

અર્થ:—દેહાભિમાનનો ત્યાગ કરી કોઇપણ રીતની વાસના દેહમધ્યે સ્ફુરે નહી તે જ્ઞાન લક્ષણ નિશ્ચય સન્યાસીનું છે.

વિવેચન:—અગાડી વેદાંત કથનમાં જ્ઞાન લક્ષણનું નિરૂપણ કરવામાં આવ્યુ છે એનો સાર એ છે કે ધ્યેય, ધ્યાતા અને ધ્યાનના સંબંધમાં વૃત્તિ રહિત સમાધાન કરી, અભિન્ન પ્રત્યગાત્મા બ્રહ્મ છે એવી દ્રઢ બુદ્ધિથી દરેક સંશયોના છીનભીન કરી ત્રણ કાળ એક સ્થિતિમાં રેહે છે તેજ ખરો સંન્યાસી છે. દેહાભિમાન ગલીત થતા તેને વિશ્વ તૈજશ પ્રાજ્ઞ અભિમાન ઉદ્દ્ભવતો નથી અને કદાચ વિશ્વાભિમાનનો ઉદ્દ્ભવ થાય તો એમ સમજે છે કે એ ઉદ્દ્ભવ અકાર સ્થુળ તત્વનો છે જેની સાથે મારે સંબંધ નથી, હું કર્તા ભોગતા ક્ષણ નિમિત્ત માત્રથી છું; તૈજશાભિમાનનો ઉદ્દ્ભવ ઉકાર સુક્ષ્મ દેહનો છે જેનો ત્યાગ મને થઇ ગયો છે; ધ્યાતા હું નથી; અને પ્રાજ્ઞાભિમાનનો ઉદ્દ્ભવ થાય તો તેનો ત્યાગ કરી એમ સમજે છે કે તે ઉદ્દ્ભવ કારણ દેહ મકારનો છે; ત્રણ દેહ આ શરીરમાં છે તેવીજ રીતે બ્રહ્માંડમાં વિરાટ હરણ્યગર્ભ અને પ્રજાપતિ એવા ત્રણ અવ્યકત છે. એવી રીતે દેહના અભિમાનનો ત્યાગ કરતા બ્રહ્માદિ અભિમાનનો ત્યાગ કરે છે. આવી રીતે નામરૂપનો ત્યાગ કરતા અસંગ આત્મા ઉદ્દ્ભવે છે અને એવી આત્મા ઉદ્દ્ભવ સ્થિતિમાં "હુ દેહ છું" એવું અભિમાન ગલીત થાય છે. એવા ત્રણ દેહનો ત્યાગ કરનાર મહાત્મા સન્યાસી છે એમ જ્ઞાતા જાણે છે. આ વિષયમાં અગાડી સ્નાન, સંધ્યાદિક ક્રિયા બતાવી છે તેજ તે જ્ઞાતાની ક્રિયાઓ છે અને તે ક્રિયા નિઃસંશયી હોય છે, કારણ જ્ઞાતા જાણે છે કે એ ક્રિયાના નામરૂપ બોધ વાસ્તેજ આપવામાં આવેલા છે. આત્માવિને કંઇ પણ ક્રિયા હોય તો પણ તે ક્રિયા નિર્વિકારી છે. જ્ઞાતાનું જ્ઞાન જાુદું હોય છે. આત્મા અજ્ઞાન નથી અને તેને તેથી મોક્ષબંધ સંભવતો નથી જ્ઞાતાને આત્માસ્મરણ હોતું નથી, ત્યારે પ્રાતઃસ્મરણ સ્નાન સંધ્યાદિક નામ ક્રિયા હોયજ નહી, બ્રહ્મચારી ગૃહસ્થ, સન્યાસી કે વાનપ્રસ્થ એ નામરૂપની ક્રિયા જ્ઞાતાને લાગુ પડતી નથી. એ ભેદ વૃત્તિ નષ્ટ થતા સ્વાનુભવથી સમાધાન થઈ સ્વાનુભવથી અખંડ એકરસ બ્રહ્મતમભાવને પ્રાપ્ત થાય છે અને એ પ્રાપ્તિને અદ્વૈતરૂપ સંપત્તિ કહે છે. ભગવા ધારણ કરી દંડ કમંડળ હાથમાં લઇ જ્ઞાન વિચાર વગરના વેષધારી માહાવાકય અને યોગનો પાઠ મુખે હોય પણ સ્વાનુભવ પુછતાં જ્ઞાન વિહીન એવા સન્યાસીઓ ફોકટનો શિખા સુત્રનો ત્યાગ કરી વિચરે છે, જે ખરા સન્યાસી કેહેવાય નહી.

सदाचारमिमं नित्यं ये ऽनुसंदधते बुधाः।
संसारसागराच्छीघ्रं मुच्यंते नात्र संशयः ॥५४॥

**અર્થ** :—આ સદાચાર વિદ્યાનો જે જ્ઞાતા પ્રાપ્તિ કરશે તે નિ:સંશય, જરૂર સંસારબંધનમાંથી મુક્ત થાશે.

વિવેચન :—અગાડી યોગી શબ્દના વિચારથી જે અધિકાર વર્ણવવામાં આવ્યો છે તેજ અધિકારનો ચતુષ્ય યુક્ત સાધન સંપન પુરૂષ છે. આ વિદ્યાથી કોઇ પણ શ્રવણ મનન અને નિદિધ્યાસ યુક્ત અભ્યાસથી એનું અનુસંધાન કરશે,—પછી તે પુરૂષ કે સ્ત્રી હોય—તોપણ તે સંસાર સાગરમાંથી તરી જશે પણ જેને એવો અધિકાર નથી અને અભ્યાસમાં પણ પ્રવૃત્તિ નથી તેને એ વિદ્યાનો બોધ આપવો નહી કારણ તેથી તેને નાસ્તિકપણુ પ્રાપ્ત થઈ સંસાર સાગરમાં ડુબશે. અને તેથી અને મોટો ભ્રષ્ટાચાર પ્રાપ્ત થાશે; પણ જેને અભ્યાસમાં પ્રવૃત્તિ હોય તેને અભ્યાસમા પ્રીતી રાખી અભ્યાસના દૃઢતાથી પરિપકવ થતા સુધી કર્મો કરતા કરતા ધીરે ધીરે કર્મ ત્યાગ કરવા. પૂર્ણ સમાધાન જ્ઞાન થતા એ કર્મો આપોઆપ છુટી જાય છે જ્ઞાનથી કર્મ છુટે છે, અને અજ્ઞાન બંધ નષ્ટ થાય છે ત્યારે જ્ઞાન અવશેષ રેહે છે. એકાગ્ર ભાવથી અનુસંધાન અભ્યાસ દૃઢ કરવો જેથી જ્ઞાનની પરિપકવ દશા પ્રાપ્ત થાશે. એવા તેના દૃઢ અભ્યાસથી સાધક કર્મોપાસનાથી મુકત થાય છે. આ અભ્યાસથી મુકત દશા પ્રાપ્ત થવી જોઇએ એવા હેતુથીજ અભ્યાસ કરવો જોઇએ. આવા જ્ઞાનરૂપ દીવાને જતન કરી સ્વાત્મસુખના ભોગભોગવવા, એજ કૃત્યાર્થકૃત્યનો સુલભ માર્ગ છે અને તેથી સંસાર બંધનથી મુકત થવાય છે.

સારાંસ એજ કે કામ, ક્રોધ, મોહ અને લોભરૂપી શત્રુઓ જેને આ શરીરમાં પોતાને હિતાર્થે નિવાસ કીધો છે તેઓને જીતી ગુરૂપરાયણ રહી આ આત્મવિદ્યાનો અભ્યાસ અવશ્ય કરવો કારણ આત્માજ્ઞાનવિના સદ્ગતિ નથી. એ સબંધમાં શંકર સ્વામી કેહે છે. **आत्मज्ञान विहिना मूढास्ते पच्यंते नरकाग्निना:** વાસ્તે નિર્ભર ગુરૂ પરાયણ રેહેનાર ભક્ત સંસારબંધનથી મુક્ત થઇ મન સહિત સર્વ ઇન્દ્રિયોના દેવ તરીકે પોતાના નિજ હૃદય સ્થાનમાં પોતાના આત્માનું અવલોકન કરે છે.

